# ગહુંલી સંગ્રહ.



## શ્રી મહાવીરસ્વામીના પાંચ વધાવા.

### ॥ વધાવો પહેલો ॥

હું તો મોહી રે નંદના લાલ, મોરલી તાને રે.—એ દેસી.

॥ વંદી જગજનની બ્રહ્માણી, દાતા અવિચલ ઠાણી રે ॥ કલ્યાણક પ્રભુનાં ગુણખાણી, થુણશું ઉલટ આણી ॥ એહને સેવોને ॥ ૧ ॥ પ્રભુ શાસનનો સુલતાન ॥ એહને સેવોને ॥ જસ ઈંદ્ર કરે બહુ માન ॥ એહને સેવોને ॥ એતો ભવોદધિ તરણ સુખાણ ॥ એહને સેવોને ॥ ૨ ॥ કીધું ત્રીજે ભવ વરથાનક, અરિહા ગોત્ર નિકાચ્યું રે ॥ તે અનુસર વા વરવા કેવલ, કરવા તીરથ જાચું ॥ એહને૦ ॥ ૩ ॥ કલ્યાણક પહેલે જગવલ્લભ, ત્રણ જ્ઞાની મહારાય રે ॥ દશમા સ્વર્ગ વિમાનથી પ્રભુજી, ભોગવી સુરનું આય ॥ એહને૦ ॥ ૪ ॥

જંબુદ્વીપે ભરતક્ષેત્રમાં, ક્ષત્રિકુંડ સુખકાર રે ॥ શ્રી સિદ્ધારથ ત્રિસલા ઉદરે, લેવે પ્રભુ અવતાર ॥ એહને૦ ॥ ૫ ॥ ચઉદ સુપન દેખે તબ ત્રિસલા, ગજ વૃષભાદિ ઉદાર રે ॥ હરખી જાગી ચિંતે મનમાં, માને ધન્ય અવતાર ॥ એહને૦ ॥ ૬ ॥ બહુ ઉઝરંગે જઈ પિયુ સંગે. સઘળી વાત સુણાવે રે ॥ સુભગે લાભ પુત્રનો હોશે, પિયુનાં વચન વધાવે ॥ એહને૦ ॥ ૭ ॥ સ્વપ્ન ફલ પૂછી પાઠકને, ગર્ભ વહે નૃપ રાણી રે ॥ દીપ કહે ઈમ પ્રથમ વધાવો, ગાવે સુર ઈંદ્રાણી ॥ એહને૦ ॥ ૮ ॥

॥ વધાવો બીજો ॥

શ્રાવણ વરસે રે સુજની.—એ દેશી.

બીજે વધાવે રે સુજની, ચૈતરશુદિ તેરસની ર-જની ॥ જન્મ્યા જિનવર જગ ઉપકારી, હું જાઉં તે-હની બલિહારી ॥ બીજે વધાવે રે સુજની ॥ ૧ ॥ છ-પ્પન દિશિકુમરી તિહાં આવે, પુજી શુચિજલશું ન્હ-રાવે ॥ જીવો મહીધર લગે જિનરાયા, અવિચલ ર-હેજો ત્રિસલાના જાયા બીજે૦ ॥ ૨ ॥ ગિરૂઆ પ્રભુનું વદન નિહાળી, ચાલી ચોંપે ચતુરા બાલી ॥ હરખ્યો સુરપતિ સોહમ સ્વામી, જાણી જન્મ્યા જગવિશ્રામી

॥ બીજે૦ ॥ ૩ ॥ ઘોષા ઘંટા તવ વજડાવે, તતક્ષણ દેવ સહ તિહાં આવે ॥ પ્રભુ ગ્રહી કંચનગિરિપર ઠાવે, સ્નાન કરી જિનનેં ન્હવરાવે ॥ બીજે૦ ॥ ૪ ॥ એકકોડ વળી ઉપર જાણો, શાઠ લાખ સંખ્યા પરમાણો ॥ સહુ કલસા શુચિ જળથું ભરિયા, તતક્ષણ સોહમ સંશય ધરિયા ॥ બીજે૦ ॥ ૫ ॥ ચિંતે લઘુવય છે પ્રભુ વીર, કેમ સહેશે જલધારા નીર ॥ વીરે તસ મન સંશય જાણી, કરવા ચિત્રિત અતિશય નાણી ॥ બીજે૦ ॥ ૬ ॥ મહાવીર નિજ અંગુઠે ચંપ્યો, તતક્ષણ મેરૂ થર હર કંપ્યો ॥ માનું નૃત્ય કરે છે રસિયો, પ્રભુપદ ફરસે થઈ ઉલ્લસિયો ॥ બીજે૦ ॥ ૭ ॥ જાણ્યું ઇંદ્રિ સહુ વિરતંત, બોલે કર જોડી ભગવંત ॥ ગુનહો સેવકનો એ સહેજો, મિથ્યા દુઃકૃત એહનું હોજો ॥ બીજે૦ ॥ ૮ ॥ સ્નાત્ર કરી માતાને સમર્પે, ઠવિ પહોતા નંદીશ્વર દ્વીપે ॥ પુરણ લાહો રે લેવા, અઠ્ઠાઈ મહોત્સવ તિહાં કરેવા ॥ ॥ બીજે૦ ॥ ૯ ॥ પુક્ષ વધાઇ નિસુણી રાજા, પંચ શબ્દ વજડાવે વાજાં ॥ નિજ પરિકર સંતોષી વારૂ, વર્દ્ધમાન નામ ઠવે ઉદારૂ ॥ બીજે૦ ॥ ૧૦ ॥ અનુક્રમે જોબન વય થાવે. નૃપતિ રાજપુત્રી પરણાવે ॥ ભોગવી

પ્રભુ સંસારિક ભોગ, દીપ કહે મન પ્રગટ્યો જોગ ॥
॥ બીજે વધાવે રે સુજની ॥ ૧૧ ॥

॥ વધાવો ત્રીજો ॥

ભવિ તુમે વંદો રે, સૂરીશ્વર ગચ્છરાયા.—એ દેશી.

હવે કલ્યાણક ત્રીજું બોલું, જગગુરૂ દીક્ષા કેરૂં ॥ હર્ષિત ચિત્તે ભાવે ગાવે, તેહનું ભાગ્ય ભલેરૂં ॥ સહિ તુમે સેવો રે, કલ્યાણક ઉપકારી ॥ સંયમ મેવો રે, આ તમને હિતકારી ॥ ૧ ॥ લોકાંતિક સુર અમૃત વયણે, પ્રભુને એમ સુણાવે ॥ બૂઝ બૂઝ જગનાયક લાયક, એમ કહીને સમજાવે ॥ સ૦ ॥ ૨ ॥ એક ક્રોડ ને આઠ લાખનું, દિનપ્રત્યે દીયે દાન ॥ ઇણિપરે સંવત્સર લગે લઇને, દીન વધાવે વાન ॥ સ૦ ॥ ૩ ॥ નંદિવર્દ્ધનની અનુમતી લેઇને, વીર થયા ઉજમાલ ॥ પ્રભુ દીક્ષાનો અવસર જાણી, આવ્યો હરિ તતકાલ ॥ સ૦ ॥ ૪ ॥ ચાપી દિશિ પુરવની સાહામા, દીક્ષા મહોત્સવ કીધો ॥ પાલખીયે પધરાવી પ્રભુને, લાભ અનંતો લીધો ॥ ॥ સ૦ ॥ ૫ ॥ સુરગણ નરગણને સમુદાયે, દીક્ષાયે સં-ચરિયા ॥ માતા ધાવ કહે શિખામણ, સુણ ત્રિશલા નાનડિયા ॥ સ૦ ॥ ૬ ॥ મોહમલ્લને જેર કરીને, ધરજો

ઉજ્જવલ ધ્યાન ॥ કેવલ કમળા વહેલી વરજો, દેજો સુકૃત દાન ॥ સ૦ ॥ ૭ એમ શિખામણ સુણતે સુણતે થુણતે બહુ નર નારી ॥ પંચમુષ્ટિનો લોચ કરીને, આપ થયા વ્રતધારી ॥ સ૦ ॥ ૮ ॥ ધન્ય ધન્ય શ્રી સિદ્ધારથનંદન, ધન્ય ત્રિસલાના જાયા ॥ ધન્ય ધન્ય નંદીવર્દ્ધન બંધવ, એમ બોલે સુરરાયા ॥ સ૦ ॥ ૯ ॥ અનુમતિ લેઈ નિજ બંધવની, વિચરે જગદાધાર ॥ સમિતિયે સમિતા, ગુપ્તિયે ગુપ્તા, જીવદયા ભંડાર ॥ સ૦ ॥ ॥ ૧૦ ॥ સિંહ સમોવડ દુર્દ્ધર થઇને, કઠિન કર્મ સહુ ટાળે ॥ જગજયવંતો શાસનનાયક, ઇણિપરે દીક્ષા પાળે ॥ સ૦ ॥ ૧૧ ॥ દીક્ષાકલ્યાણક એ ત્રીજું, સહિ તુમે દિલમાં લાવો ॥ એમ વધાવો ત્રીજો સુંદર, દીપ કહે સહુ ગાવો ॥ સ૦ ॥ ૧૨ ॥

॥ વધાવો ચોથો ॥

અવિનાશીની સેજડીયે, રંગ લાગો મોરી સુજનીજી.

એ દેશી.

ચોથું કલ્યાણક કેવળનું, કહું છું અવસર પામીજી ॥ જગ ઉપકારી જગબંધવને, હું પ્રણમું શિર નામી ॥ સાંભળ સુજનીજી ॥ ૧ ॥ વૈશાખ શુદિ દશ-

બીને દિવસે, પામ્યા કેવળજ્ઞાનજી ॥ બાર જોજણુ એક રાતે ચાલ્યા, જાણી લાભ નિધાન ॥ સાં૦ ॥ ૨ ॥ અપ્પાપા નયરીયે આવ્યા, મહસેન વન વિકસંતજી ॥ ગણુધરને વળી તીરથ થાપન, કરવાને ગુણુવંત ॥ સાં૦ ॥ ૩ ॥ ભુવનપતિ વ્યંતર વૈમાનિક, જ્યોતિષી હરિ સમુદાયજી ॥ વીશ બત્રીશ દશ દોય મળીને, એ ચોશઠ કહેવાય ॥ સાં૦ ॥ ૪ ॥ ત્રિગડાની રચના કરિ સારી, ત્રિદશાધિપતિ અતિ ભારીજી ॥ મધ્ય પીઠ ઉપર હિતકારી, બેઠા જગ ઉપકારી ॥ સાં૦ ॥ ૫ ॥ ગુણ પાંત્રીશ સહિત પ્રભુવાણી, નિસુણે છે સહુ પ્રાણીજી ॥ લોકાલોક પ્રકાશક વાણી, વરસે છે ગુણુખાણી ॥ સાં૦ ॥ ૬ ॥ માલકોશ શુભરાગ સમાજે, જલધરની પરેં ગાજેજી ॥ આતપત્ર પ્રભુ સિરપર રાજે, ભામંડલ છબિ છાજે ॥ સાં૦ ॥ ૭ ॥ નીકી રચના ત્રણે ગઢની, પ્રભુનાં ચારે રૂપજી ॥ વળી કેવળ કમળાની શોભા, નિરખે સુર નર ભૂપ ॥ સાં૦ ॥ ૮ ॥ ઈંદ્રભૂતિ આદે સહુ મળીને, જગન કરે ભૂદેવજી ॥ વિદ્યા વેદતણા અભ્યાસી, અભિમાની અહમેવ ॥ સાં૦ ॥ ૯ ॥ જ્ઞાની આવ્યા નિસુણી કાને, મનમે ગર્વ ધરંતજી ॥ આવ્યો

ત્રિગડે વાદ કરવા, દીઠા જગજયવંત ॥ સાં૦ ॥ ૧૦ ॥ તતક્ષણુ નામાહ્નિક બોલાવે, તુલ્ય સહુને જાણીજી ॥ જીવાદિક સંદેહ નિવારી, થાપ્યો ગણધર નાણી ॥ સાં૦ ॥ ૧૧ ॥ ત્રિપદી પામી પ્રભુ શિરનામી, દ્વાદશાંગી સુવિચારીજી ॥ પદ છ લાખ છત્રીસ સહસ્સની, રચના ક્રીધી સારી ॥ સાં૦ ॥ ૧૨ ॥ ચાલો તો જોવાને જઇયે, વંદીજે જગવીરજી વળી પ્રણમીજે સોહમ પટધર, ગૌતમસ્વામી વજીર ॥ સાં૦ ॥ ૧૩ ॥ નિરખીજે પ્રભુજીની મુદ્રા, નરભવ સફલો ક્રીજેજી ॥ પ્રભુજીનું બહુમાન કરીને, લાભ અનંતો લીજે ॥સાં૦॥૧૪॥ વારે વારે કહું છું તોપણ, તું તો મનમાં નાણેજી ॥ મ્હારા મનમાં હોંશ અછે તે, કેવલજ્ઞાની જાણે ॥ સાં૦ ॥ ૧૫ ॥ સખિવચણે એમ થઇ ઉજમાલી, ચાલી સઘળી બાલીજી ॥ નિસુણી દશ આશાતના ટાળી, પ્રભુવાણી લટકાળી ॥ સાં૦ ॥ ૧૬ ॥ ઇણીપરે ત્રીસ વરસ કેવળથી, બહુ નરનારી તારીજી ॥ ઇમ વધાવો ચોથો સુંદર, દીપ કહે સુખકારી ॥ સાં૦ ॥ ૧૭ ॥

॥ વધાવો પાંચમો ॥

આદિજિનેસર વિનતિ હમારી.—એ દેશી.

કલ્યાણક પાંચમું જિનજીનું, ગાવો હર્ષ અપાર

વાલા જગવલ્લભ પ્રભુના ગુણ ગાઈ, સફલ કરો અવતાર વાલા ॥ શાસનનાયક તીરથ વંદો ॥ ૧ ॥ એ આંકણી ॥ જગ ચાતકને દાન દીયંતા, વિચરંતા જગ ભાણુ વાલા ॥ મધ્ય અપાપા નગરી પધાર્યા, પ્રણમે પદ મહિરાણુ વાલા ॥ શા૦ ॥ ૨ ॥ પ્રભુયે લાભાલાભ વિચારી, અણુપૂછયો ઉપદેશ વાલા ॥ શોલ પહોર લગે અમૃતવાણી, વરસ્યા ભવિ ઉપદેશ વાલા ॥ શા૦ ॥૩॥ દીવાળીદિને મુક્તિ પધાર્યા, પામ્યા પરમાનંદ વાલા ॥ અજર અમરપદ જ્ઞાન વિલાશી, અક્ષય સુખનો કંદ વાલા ॥ શા૦ ॥ ૪ ॥ એ પ્રભુ કર્ત્તા અકર્ત્તા ભોક્તા, નિજગુણે વિલસંત વાલા ॥ દર્શન જ્ઞાન ચરણ ને વીરજ, પ્રગટયા સાદિ અનંત વાલા ॥ શા૦ ॥ ૫ ॥ છે આકાશ અસંખ્ય પ્રદેશી, તેહના ગુણ છે અનંત વાલા ॥ શા૦ ॥ ૬ ॥ એ પ્રભુ ધ્યેયને સેવક ધ્યાતા, એહમાં ધ્યાન મિલાય વાલા ॥ ત્રિક જોગે પૂરણતા પ્રગટે, સેવક એ સમ થાય વાલા ॥ શા૦ ॥ ૭ ॥ ગાવો પાંચમો મોક્ષ વધાવો, ધ્યાવો વીર જિણંદ વાલા ॥ શુભલેશ્યાએ જગગુરૂ ધ્યાને, ટાલો ભવ ભય ફંદ વાલા ॥ શા૦ ॥ ૮ ॥ ઇમ પ્રભુ વીરતણાં કલ્યાણક, પાંચ ભવોદધિ

નાવ વાલા ॥ શ્રી વિજયલક્ષ્મી સૂરીશ્વર રાજે, મેં ગાયા શુભ ભાવ વાલા ॥ શા૦ ॥ ૯ ॥ શ્રી જિનગણધર આણુારંગી, કપૂરચંદ વિશ્રામ વાલા ॥ તસ આગ્રહથી હર્ષિત ચિત્તે, ખંભાત નયર સુઠામ વાલા ॥ શા૦ ॥ ॥ ૧૦ ॥ પંડિત શ્રીગુરૂ પ્રેમપસાયે, ગાયા તીરથરાજ વાલા ॥ દીપવિજય કહે મુજને હોજો, તીરથફલ મહારાજ વાલા ॥ શા૦ ॥ ૧૧ ॥

॥ ઇતિ પાંચ વધાવા સંપૂર્ણ ॥

---

# અથશ્રી ગહુંલીઓ.

॥ તત્ર ॥

## ગહુંલી ૧ લી.

કુંવર પગલે પગ દઇને ચડિયા.—એ દેશી.

રૂડી ગહૂંલી રંગ રસાળી, જિનશાસનમાંહે નિત્ય રે દીવાળી ॥ રૂડી રાજગૃહી અતિ શોહે, તે દેખી ત્રિભુવન મન મોહે ॥ ૧ ॥ તિહાં તો વીર આવ્યા રે ચોમાસે, રાજા શ્રેણિક વંદે ઉલ્લાસે ॥ તસ અભયકુંવર પ્રધાન, મંત્રી બહુ બુદ્ધિ નિધાન ॥ ૨ ॥ રાજા શ્રેણિક-

ની ધર નાર, શિરોમણિ ચેલ્લણા સાર ॥ બારવ્રતની સાડીજ પહેરી, નવવાડની ધાટડી ધહેરી ॥ ૩ ॥ પહેર્યાં જિનગુણભૂષણ અંગે, ગુરૂગુણ ગાવે મન રંગે ॥ સમકિત કચોળું રે ભરિયું, શ્રદ્ધામાંહે કુંકુમ ઘોલિયું ॥૪॥ પંચાચાર તે પંચ રતન, ઠવણી ઉપરે કરો રે જતન ॥ મન નિર્મળ મોતી વધાવે, તે તો શિવરમણીસુખ પાવે ॥ ૫ ॥ બુધ ન્યાયસાગરનો શિષ્ય, જે ભણશે જિનગુણ જગીશ ॥ તસ ઘર હોય કોડી કલ્યાણ, વળી પામે મોક્ષ સુજાણ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧ ॥

## ગહુંલી ૨ જી.

વાલ્હી માહરો આવ્યા શ્રીગોકુળ ગામ રે.—એ દેશી.

ચંદ્રવદની મૃગલોયણી, એ તો સજી સોળે શણગાર રે ॥ એ તો આવી જગગુરૂ વાંદવા, ધરી હૈડે હર્ષ અપાર રે ॥ ૧ ॥ એ તો મુક્તાફળ મુઠી ભરી, રચે ગહુંલી પરમ ઉદાર રે ॥ જિહાં વાણી જોજન ગામિની, ઘન વરસે અખંડિત ધાર રે ॥ ૨ ॥ હાંરે જિહાં રજત કનક રત્નના, સુરરચિત ત્રણ પ્રકાર રે ॥ તસ મધ્ય મણિ સિંહાસને, શોભિત શ્રી જગદાધાર રે ॥ ૩ ॥ જિહાં નરપતિ ખગપતિ લસપતિ, સુરપતિ યુત પર્ષદા

બાર રે ॥ લબ્ધિનિધાન ગુણુ આગરૂ, જિહાં ગૌતમાદિ ગણુધાર રે ॥ ૪ ॥ જિહાં જીવાદિક નવ તત્ત્વના, ષટ દ્રવ્યભેદ વિસ્તાર રે ॥ એ તો શ્રવણુ સુણિ નિર્મળ કરે નિજ બોધબીજ સુખકાર રે ॥ ૫ ॥ જિહાં ત્રણુ છત્ર ત્રિભુવન ઉદિત, સુર ઢાલત ચામર ચાર રે ॥ સખિ ચિદાનંદકી બંદના, તસ હોજો વારંવાર રે ॥ ૬ ॥૨ ॥

## ગહુંલી ૩ જી.

મેર આવોજી આંબો મોરીયો.—એ દેશી.

મહાવીરજી આવી સમોસર્યા, રાજગૃહી નયરી ઉદ્યાન ॥ સમવસરણુ દેવે રચ્યું, તિહાં બેઠા શ્રી વદ્ધમાન ॥ માહા૦ ॥ ૧ ॥ વનપાલકે આપી વધામણી, હરખ્યો શ્રેણિક ભૂપાલ ॥ ગૌતમ આદિ ગણધરૂ, સાધ્વી છત્રીશ હજાર ॥ માહા૦ ॥ ૨ ॥ રાજા ગજ શણગાર્યં મલપતા, તૂર્યતણો નહીં પાર ॥ રાજા બહુ સામંત્રીએ પરવર્યો, સાથે મંત્રી અભયકુમાર ॥ માહા૦ ॥ ૩ ॥ ઢોલ દદામા ગડગડે, સરણાઇ અતિહિ રસાળ ॥ રાય ગજથકી હેઠા ઉતર્યા, આવી વાંદે પ્રભુજીના પાય ॥ માહા૦ ॥ ૪ ॥ રાય ત્રણુ પ્રદક્ષિણા દેઇ કરી,

આવી બેઠા સભા મોઝાર ॥ રાણી ચેલણા લાવે ગહું-અલી, સાથે સખિયોનો પરિવાર ॥ માહા૦ ॥ ૫ ॥ રાણિયે ઘાટ ઓઢયો રે ઘુટાતણો, રાણી ચેલ્લણાનો શણગાર ॥ રાણીયે કુંકુમ ઘોલ્યા કુંકાવટી, રાણિયે લીધું શ્રીફળ શ્રીકાર ॥ માહા૦ ॥ ૬ ॥ રાણી ચેલણા પૂરે ગહુંઅલી. માહાવીરના પાવલા હેડ ॥ રાણી બહુ પરિવારે પરવરી, રાણી ગાવે ગીત રસાળ ॥ માહા૦ ॥ ॥ ૭ ॥ રાણી લલી લલી લીયે રે લૂંચ્છણાં, રાણી પુજે પ્રભુજીના પાય ॥ માહાવીરની દેશના સાંભળી, સમકિત પામ્યો નર રાય ॥ માહા૦ ॥ ૮ ॥ પ્રભુ તુમ સરીખા ગુરૂ મુઝ મળ્યા, મહારી દુર્ગતિ દૂર પલાય ॥ પ્રભુ સેવક જાણી તારજો, મુને મુક્તિતણાં સુખ થાય ॥ ॥ મહાવીરજી આવી સમોસર્યા ॥ ૯ ॥

॥ અથ શ્રી જીવાભિગમ સૂત્રની ॥

## ગહૂંલી ૪ થી.

ભવિ તુમે વંદો રે સૂરીશ્વર ગચ્છરાયા.—એ દેશી.

સહિયર સુણીયે રે જીવાભિગમની વાણી, મીઠી લાગે રે મુજને વીરની વાણી ॥ એ આંકણી ॥ સૂત્રતણી રચના ગણધરની, અર્થ તે વીરે ભાંખ્યા ॥ ગૌતમ પુછે

બે કર જોડી, આતમહિત કરી દાખ્યા ॥ સ૦ ॥ મી૦ ॥ ॥ ૧ ॥જીવ અજીવ તણી જે રચના, પુછી ગૌતમસ્વામી । નરક નિગોદતણી જે વાતો, ભાંખે અંતરજામી ॥ સ૦ ॥ મી૦ ॥ ૨ ॥ સાતે નરકતણાં દુઃખ ભાંખ્યાં, આતમહિત કરી શીખ્યા ॥ જે જે પ્રશ્ન પુછે ગોયમ, તે તે પ્રભુજીયે ભાંખ્યા ॥ સ૦ ॥ મી૦ ॥ ૩ ॥ પાંચ અનુત્તરતણી જે રચના, વિવિધ પ્રકારે ભાંખી ॥ ભવિક જીવને સુણવા કારણ, શ્રી જિન આગમ સાખી ॥ સ૦ ॥ મી૦ ॥ ૪ ॥ મીઠી વાણીયે ગહુંલી ગાવે, વીર જિણંદ વધાવે ॥ સ્વસ્તિક પુરે ભાવ ધરીને, અક્ષતે કરીને વધાવે ॥ સ૦ ॥ મી૦ ॥ ૫ ॥ નોતનપુરમાં રંગે ગાઈ, ગહુંલી ચઢતે ઉમંગે ॥ કહે મુક્તિ જિનરાજની વાણી, સુણજો અતિ ઉછરંગે ॥ સ૦ ॥ મી૦ ॥ ૬ ॥ ૪ ॥

॥ અથ શ્રી ભગવતી સૂત્રની ॥

## ગહૂંલી ૫ મી.

ભવિ તુમે વંદો રે, સૂરીશ્વર ગચ્છરાયા.—એ દેશી.

સહિયર સુણિયે રે, ભગવતીસૂત્રની વાણી॥ પાતક હણીયે રે, આતમને હિત આણી ॥ એ આંકણી॥ સમકિતવંતતણી એ કરણી, ભવસાગર ઉદ્ધરણી ॥ નર-

કનિગોદતણી ગતિ હરણી, મોક્ષતણી નીસરણી ॥સ૦ ॥ ૧ ॥ પંચમ અંગ વિવાહપન્નત્તી, બીજું ભગવતી નામ ॥ શતક એકતાલીશ બહુ ઉદ્દેશે, અનંતાનંત ગુણધામ ॥ સ૦ ॥ ૨ ॥ વીર જગત ગુરૂ ગૌતમ ગણધર, જોડી મોહનગારી ॥ પ્રશ્ન છત્રીશ હજાર પ્રકાશ્યા; વાણીની બલિહારી ॥ સ૦ ॥ ૩ ॥ ગંગમુનિ સિંહા મુનિવરના, પ્રશ્ન સરસ છે જેહમાં ॥ ભાવ ભેદ ષડ દ્રવ્ય પ્રકાશ્યાં, અમૃતરસ છે એહમાં ॥ સ૦ ॥ ૪ ॥ સંગ્રામ સોની પ્રમુખ જે ભાવી, સમકિતવંત પ્રસિદ્ધો ॥ પ્રશ્ને કંચન મોર ઠવીને, નરભવ લાહો લીધો ॥ સ૦ ॥ ૫ ॥ સ્વસ્તિક મુક્તાફલશું વધાવો, જ્ઞાન ભક્તિ ગુરૂ સેવા॥ ભગવતી અંગ સુણો બહુ ભાવે, ચાખો અમૃત મેવા ॥ સ૦ ॥ ૬ ॥ વીરક્ષેત્રના સકલ સંઘને, વિઘ્ન હરે વરદાઈ ॥ દીપવિજય કહે ભગવતી સુણતાં, મંગલ કોટિ વધાઈ ॥ સ૦ ॥ ૭ ॥ ૫ ॥

## ગહૂંલી ૬ ઠી.

ચાલોને બાઇ ચાલોને જુઓ, સોહમ ગણધર રચના રે ॥ ચાલોને બાઇ ચાલોને૦ ॥ એ આંકણી ॥રાજગૃહીનગરી સોહામણી, તસ વનમાં સોહમ આવ્યા

રે ॥ રાજા કોણિક વંદન આવે, ભાવ ધરીને વધાવે રે ॥ ચા૦ ॥ ૧ ॥ ચતુરંગિણી સેના લેઇ આવે, આનંદ મંગલ પાવે રે ॥ બહુ યુક્ત કરી શોહમ વાંદે, રાજા મન આણંદે રે ॥ ચા૦ ॥ ૨ ॥ કેઇ મુનિ તપશી કેઈ વ્રતધારી, કેઈ સંજમના રસિયા રે ॥ કેઈ મુનિ જિન આણાને ધારે, વારે વિષય કષાયા રે ॥ ચા૦ ॥ ૩ ॥ પ્રત્યેકે સહુ મુનિને વાંદે, ભવજલ પાર ઉતરવા રે ॥ રજત રકેબી હાથ ધરીને, સોહમસ્વામી વધાવે રે ॥ચા૦ ॥ ૪ ॥ ચિહું ગતિ વારક સાથીયો પૂરે, મોતીથાલે વધાવે રે ॥ પદ્માવતી રાણી મનરંગે, શોલ સજ્યા શણગાર રે ॥ ચા૦ ॥ ૫ ॥ બહુ સખીને પરિવારે રાણી, મનમાં ઉલટ આણી રે ॥ કોણિકરાજા દેશના નિસુણે, વાણી અમૃત સરખી રે ॥ ચા૦ ॥ ૬ ॥ ભાવ ધરીને રાજા રાણી, અભિનવ નિસુણી વાણી રે ॥ જલધર વાણી નિસુણી રાજા, વાજ્યાં સુજશનાં વાજાં રે ॥ ચા૦ ॥ ૭ ॥ ભુજપુર મંડણ ચિંતાચૂરણ, શ્રી ચિંતામણિ સ્વામી રે ॥ ચિહું ગતિ ચૂરણ ગહુંલી ગાઇ, સંઘને સદા વધાઇ રે ॥ ચા૦ ॥ ૮ ॥ જે ગહુંલી ગાશે મનરંગે, તસ ઘર નિત્ય ઉછરંગ રે ॥ શ્રીજિનઆણા પાળે અહોનિશ, મુક્તિપદ પામે વિશેષ રે ॥ ચા૦ ॥૯॥

## ગહૂંલી ૭ મી.

જાત્રીડા જાત્રા નવાણું કરીયે રે.—એ દેશી.

સખી સરસ્વતી ભગવતી માતા રે, કાંઇ પ્રણમીજે સુખ શાતા રે, કાંઇ વચન સુધારસ દાતા ગુણવંતા સાંભળો વીર વાણી રે, કાંઈ મોક્ષતણી નિશાણી ॥ગુ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કાંઇ ચોવીશમા જિનરાયા રે, સાથે ચૌદ સહસ મુનિરાયા રે, જેહના સેવે સુરનર પાયા ॥ ગુ૦ ॥ કાં૦ ॥ ૨ ॥ સખી ચતુરંગ ફોજ સાથ રે, સખિ આવ્યા શ્રેણિક નર નાથ રે, પ્રભુ વંદીને હુઆ સનાથ ॥ ગુ૦ ॥ કાં૦ ॥ ૩ ॥ બહુ સખી સંયુત રાણી રે, આવી ચેલણા ગુણખાણી રે, એતો ભામંડળમાં ઉજાણી ॥ ગુ૦ ॥ કાં૦ ॥ ૪ ॥ કરે સાથીયો મોહનવેલ રે, કાંઇ પ્રભુને વધાવે રંગરેલ રે, કાંઇ ધોવા કર્મના મેલ ॥ ગુ૦ ॥ કાં૦ ॥ ૫ ॥ બારે પર્ષદા નિસુણે વાણી રે, કાંઇ અમૃતરસ સમ જાણી રે, કાંઈ વરવા મુક્તિ પટરાણી ॥ ગુ૦ ॥ કાં૦ ॥ ૬ ॥

## ગહૂંલી ૮ મી.

આ જો રે બાઈ આ જો રે, સોભાગી ગુરૂનાં પગલાં

રે ॥ પગલે પગલે રત્ન જડાવું, ડગલે ડગલે હીરા રે ॥ ॥ એ દેશી ॥ ચાલો રે બાઈ ચાલો રે જુઓ, ગૌતમ-સ્વામીની રચના રે ॥ લબ્ધિવંત ગુણવંતા ગિરૂવા, કરતા સંજમ જતના રે ॥ ચા૦ ॥ ૧ ॥ છઠે વરસે દીક્ષા લીધી, તે પણ મુનિ છે સાથે રે ॥ જિનઆણાથી સંજમ પાલે, કરવા શિવવધૂ હાથે રે॥ ચા૦ ॥ ૨ ॥ કેઈ મુનિ ગણધરપદ સેવે છે, કેઈ મુનિ ધ્યાન ધરે છે રે ॥ કેઈ મુનિ આગમ દાન દિયે છે, કેઈ મુનિ વિનય કરે છે રે ॥ ચા૦ ॥ ૩ ॥ કેઈ મુનિ ચઉ અનુજોગ ભણે છે, કેઈ મુ ન જોગ વહે છે રે ॥ કેઈ મુનિ પૂર્વ સૂત્ર ભણે છે, કેઈ મુનિ અર્થ ગ્રહે છે રે ॥ ચા૦ ॥ ૪ ॥ કેઈ મુનિ માસખમણ તપ ધરી, કેઈ મુનિ તપિયા કહીયે રે ॥ કેઇ મુનિ વિગયતણા પરિહારી, કેઈ મુનિ આતમ ધ્યાય રે ॥ ચા૦ ॥ ૫ ॥ કેઇ આચારાંગ સૂયગડાંગ થાણાંગ, કેઇ સમવાયાંગ ગોખે રે ॥ ભગવતીસૂત્ર પ્રમુખ બહુ આગમ, ભણી આતમરસ પોખે રે ॥ ચા૦ ॥ ૬ ॥ સહુ સહિઅર ગુણશીલા વનમાં, આવી ગણધર વાંદે રે ॥ અમૃતથી પણ અધિકી વાણી. નિસુણી મન આણંદે રે ॥ ચા૦ ॥ ૭ ॥ પટ્ટોધર આગળ ગહુલી પૂરી, મુક્તા-

ફળશું વધાયા રે ॥ ધન્ય ધન્ય માતા પૃથ્વી જેણિયે, ગૌતમ ગણધર જાયા રે ॥ ચા૦ ॥ ૮ ॥ પ્રભુ વાણી નિજ ચિત્ત સમરતી, પરષદ નિજ ઘર આવે રે ॥ દીપવિજય કહે ગૌતમ નામે, માહા મંગલપદ પાવે રે ॥ ॥ ચા૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૯ ॥

## ગહુંલી ૯ મી.

જયો તપ રોહણી એ.—એ દેશી.

ચંપાનગરી ઉદ્યાનમાં એ, આવ્યા સોહમ ગણધાર ॥ નમો ગુરૂ ભાવશું એ ॥ હર્ષપૂરિત નગરીજના એ, વાંદવા જાય ઉજમાલ ॥ નમો૦ ॥ ૧ ॥ કોણિકરાય તવ પૂછતો એ, આજ કિશ્યો ઉત્સવ થાય ॥નમો૦ ॥ ઇંદ્ર ઉત્સવ કે કૌસુદી એ, એવડાં લો કિહાં જાય ॥ ॥ નમો૦ ॥ ૨ ॥ કે કોઇ જૈનમુનિ આવિયા એ, કે તિહાં જાવે સર્વિ જન્ન ॥ નમો૦ ॥ તેહ કહે પ્રભુ સાંભલો એ, હર્ષ કરીને મન્ન ॥ નમો૦ ॥ ૩ ॥ તવ કોણિકે વાત સાંભળી એ, ઉલ્લસી સાતે ધાત ॥ નમો૦ ॥ ગજ રથ પાયક સજ્જ કર્યા એ, કરી વળી નિર્મળ ગાત્ર ॥ ન૦ ॥ ૪ ॥ મસ્તક મુકુટ રત્ને જડ્યા એ, હઇએ હાર સોહંત ॥ નમો૦ ॥ એક સૂરજ એક ચંદ્રમા એ, એ દોય

કુંડળ ઝલકંત ॥ નમો૦ ॥ ૫ ॥ ચતુરંગી સેનાથે પ-
રિવર્યો એ, શ્રેણિકરાયનો પુત્ર ॥ નમો૦ ॥ તસ રાણી
પદ્માવતી એ, નવત અંગ ધર્યા શણગાર ॥ નમો૦ ॥
॥ ૬ ॥ સ્વામી સુધર્મા જિહાં અછે એ, તિહાં આવ્યા
કોણિકરાય ॥ નમો૦ ॥ પંચ અભિગમ સાચવી એ,
ભક્તિએ હર્ષ ભરાય ॥ નમો૦ ॥ ૭ ॥ સાથીયો પૂરે પ્રે-
મશું એ, ચોગતિ દુઃખવારણહાર ॥ નમો૦ ॥ પદ્માવ-
તીરાણી વધાવતાં એ, ઉછાલે અક્ષત સાર ॥ નમો૦
॥ ૮ ॥ કરે પરમ ગુરૂવંદના એ, ભવજલ તારણ નાવ
॥ નમો૦ ॥ લહે મુક્તિપદ શાશ્વતું એ, જે વાંદે ગુરૂ
ભલે ભાવ ॥ નમો૦ ॥ ૯ ॥ ઈતિ ॥ ૯ ॥

## ગહૂંલી ૧૦ મી.

સમુદ્રવિજય સુત ચાંદલો, શામળિયાજી.—એ દેશી.

વનિતાનયરી નિર્મળી ॥ જિનરાયાજી ॥ જિહાં શ
મોસર્યા આદિનાથ ॥ સુર નમે પાયાજી ॥ સમવસરણ
દેવે રચ્યું ॥ જિ૦ ॥ તિહાં બેઠા ત્રિભુવન નાથ ॥ સુ૦
॥ ૧ ॥ કંચનકાંતિ તનુ દીપતી, ॥ જિ૦ ॥ ગજસર-
ખી જસ ચાલ ॥ શું૦ ॥ દીર્ઘ ભુજા તનુ દીપતી ॥
જિ૦ ॥ તસ રૂડાં નયન વિશાળ ॥ સુ૦ ॥ ૨ ॥ નરના

અમરના ઈંદ્રલા ॥ જિ૦ ॥ તેણે થુણિયાં ચરણસરોજ ॥ સુ૦ ॥ મુખશોભાયે લાજિયો ॥ જિ૦ ॥ શશી ગયણ વસે હરરોજ ॥ સુ૦ ॥ ૩ ॥ તપ તરવારે વારિયા ॥ ॥ જિ૦ ॥ ભાવ રિપુ જે આઠ ॥ સુ૦ ॥ મુનિને શિવ પદ આપતાં ॥ જિ૦ ॥ જેણે વાર્યો પરનો ઠાઠ ॥ સુ૦ ॥ ॥ ૪ ॥ ક્ષમાશૂર ભગવંતજી ॥ જિ૦ ॥ ચોત્રીશ અતિશય ધાર ॥ સુ૦ ॥ પાંત્રીશ વાણી ગુણે કરી ॥ જિ૦ ॥ દેશના દે જલધાર ॥ સુ૦ ॥ ૫ ॥ વનપાલકના મુખ થકી ॥ જિ૦ ॥ તાતજી આવ્યા ઉદ્યાન ॥ સુ૦ ॥ સાંભળી ભરત નરેસરૂ ॥ જિ૦ ॥ આપે બહુલાં દાન ॥ ॥ સુ૦ ॥ ૬ ॥ ચતુરંગી સેના લઈને, ॥ જિ૦ ॥ વાંધા શ્રી ભગવાન ॥ સુ૦ ॥ પ્રભુજીની વાણી સુણે ॥જિ૦॥ ચક્રી ભરત સુજાણ ॥ સુ૦ ॥ ૭ ॥ વખાણ અવસર સાથિયો ॥ જિ૦ ॥ લાવે ભરતની નાર ॥ સુ૦ ॥ શ્રદ્ધાસ્વસ્તિક પૂરીયા ॥ જિ૦ ॥ ગાયે ગોરી ગીત ઉદાર ॥ સુ૦ ॥ ૮ ॥ ગીતારથ ગુરૂ આગલે ॥ જિ૦ ॥ જે કરે શ્રુત બહુ માન ॥ સુ૦ ॥ દર્શનસાગર ઈમ કહે ॥ ॥ જિ૦ ॥ તસ થાયે પરમ કલ્યાણ ॥ સુ૦ ॥ ૯ ॥ ઇતિ

---

# ગહુંલી ૧૧ મી.

આજ હજારી ઢોલો પ્રાહુણો.—એ દેશી.

રત્નત્રયી આરાધવા, આણી અધિક ઉમેદ ॥ સહિયર મોરી હે ॥ આગમ આગમધર સુણી, ગુણ ગુણી ભાવ અભેદ ॥૧॥ સહીયર મોરી હે ॥ ગહૂંલી કરો ગુરૂ આગલે ॥ એ ટેક ॥ પરપરિણામને ટાલવા, લેવા શિવ-પુર શર્મ ॥ સ૦ ॥ ગ૦ ॥ ૨ ॥ દ્રવ્યભાવ સંજોગથી, જે રહે નિત્ય અલેપ ॥ સ૦ ॥ સ્યાદ્વાદની દીયે દેશના, જાણુંગ નય નિક્ષેપ ॥ સ૦ ॥ ગ૦ ॥ ૩ ॥ આત્મભાવ સ્વરૂપના, ભાસન ભાનુ સમાન ॥ સ૦ ॥ સ્વપર વિવેચન શ્રુતથકી, તેણે ભક્તિ બહુ માન ॥ સ૦ ॥ ગ૦ ॥ ॥ ૪ ॥ રૂચિવંતા સુશ્રાવિકા, કરવા શ્રુતની બહુભક્તિ ॥ સ૦ ॥ વિનયવતી બહુમાનથી, ફોરવવી આત્મશક્તિ ॥ સ૦ ॥ ગ૦ ॥ ૫ ॥ આત્મ બાજોઠ ઉપરે, સમકિત સાથિયો પુર ॥ સ૦ ॥ લળીલળી કરતી લૂછણાં, મિથ્યામતિ કરી દૂર ॥ સ૦ ॥ ગ૦ ॥ ૬ ॥ જે સુણે આગમ ઈણ વિધે, જન્મ શફળ હોય તાસ ॥ સ૦ ॥ માહરે ભવોભવ નિત્ય હોજો, જ્ઞાનમહોદય વાસ ॥ સ૦ ॥ ગ૦ ॥ ૭ ॥ ઈતિ ॥ ૧૧ ॥

## ગહુંલી ૧૨ મી.

જીરે મારે દેશના દ્યો ગુરૂરાજ, ઉલટ આણી અતિ ઘણો ॥ જીરેજી ॥ જીરે મારે આવિયો હર્ષ ઉલ્લાસ, પુઠ દેઈ સંસારનો ॥ જી૦ ॥ ૧ ॥ જીરે૦ ॥ વિલંબ ન કીજે ગુરૂરાજ, દાસ ઉપર દયા કરો ॥ જી૦ ॥ જીરે૦ ॥ મહેર કરો મેહેરબાન, અમૃત વચને સીંચિયે ॥ જી૦ ॥ ॥ ૨ ॥ જીરે૦ ॥ સુણવા સૂત્ર સિદ્ધાંત, હેજે હિયડુ ગહગહે ॥ જી૦ ॥ જીરે૦ ॥ જિમ મોરા મન મેહ, સીતાને મને રામજી ॥ જી૦ ॥ ૩ ॥ જીરે૦ ॥ કમલા મન ગોવીંદ, પારવતી ઇશ્વર જપે ॥ જી૦ ॥ જીરે૦ ॥ તિમ મુઝ હૃદય મઝાર, જિનવાણી રૂચે ઘણું ॥ જી૦ ॥ ૪ ॥ ॥ જીરે૦ ॥ નયગમ ભંગ નિક્ષેપ, સુણતાં સમકિત સંપજે ॥ જી૦ ॥ જીરે૦ ॥ ઉત્પાદ વ્યય ધ્રુવ રૂપ, સ્યાદ્વાદ રચના ઘણી ॥ જી૦ ॥ ૫ ॥ જીરે૦ ॥ નવતત્ત્વ ને ષટદ્રવ્ય, ચાર નિક્ષેપ સપ્તનયે કરી ॥ જી૦ ॥ જીરે૦ ॥ નિશ્ચય ને વ્યવહાર, ઇણિપરે મુઝ ઓલખાવિયે ॥ જી૦ ॥ ૬ ॥ જીરે૦ ॥ કૃપા કરો ગુરૂરાજ, તે સુણવા ઇચ્છા ઘણી ॥ જી૦ ॥ જીરે૦ ॥ નિજ પરસત્તા રૂપ, ભાખો તે સુણતાં થકાં ॥ જી૦ ॥ ૭ ॥ જીરે૦ ॥ જિન ઉત્તમ મ-

હારાજ, તસ પદ પદ્મ સેવે સદા ॥ જી૦ ॥ જીરે૦ ॥ પ્રગટે આતમ સ્વરૂપ, અભય અર એણીપરે ભણે જીરેજી૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૧૨ ॥

## ગહુંલી ૧૩ મી.

આછે લાલની દેશી.

નયરી રાજગૃહી સાર, લોક વસેરે અપાર ॥ આછે લાલ ॥ જંબુસ્વામી સમોસર્યા રે ॥ ૧ ॥ પંચસયા પરિવાર, તારે નર ને નાર ॥ આ૦ ॥ દેશના પુષ્કર જલધરે રે ॥ ૨ ॥ ઇંદ્રિય ઝીપે પંચ, વારે ક્રોધનો સંચ ॥ ॥ આ૦ ॥ ગુરૂમુખ દેખી નયણાં ઠરે રે ॥ ૩ ॥ જિનમતકુજ દિનકાર, સોહમ સ્વામી પટ્ટધાર ॥ આ૦ ॥ ચરણ કરણ ભંડાર છે રે ॥ ૪ ॥ સોભાગી શિરદાર, સુવિહિત મુનિ આધાર ॥ આ૦ ॥ પૃથિવી પીઠે વિચરતા રે ॥ ૫ ॥ અપ્રતિબંધ વિહાર, સમરસ ગુણ સુખકાર ॥ આ૦ ॥ વૈરાગ્યે જનતાને રીઝવે રે ॥ ૬ ॥ વિચરે દેશ વિદેશ, દે બહુલા ઉપદેશ ॥ આ૦ ॥ બૂઝવે જાણ અજાણને રે ॥ ૭ ॥ કોણિક નૃપ ધરનાર, સ્વસ્તિક પૂરે ઉદાર ॥ આ૦ ॥ જ્ઞાનની ભક્તિ કરે ઘણી રે ॥ ૮ ॥ શ્રુત ભક્તિ કરે જેહ, સુખ વિલસે નર તેહ ॥

॥ આ૦ ॥ દર્શનસાગર ઇમ વદે રે ॥ ૯ ॥ ઇતિ ॥૧૩॥

## ગહુંલી ૧૪ મી.

સમુદ્રવિજય સુત ચાંદલો, શામલિયાજી.—એ દેશી.

રાજગૃહી નગરી સોહામણી ॥ ગુરૂ આવે છે ॥ શ્રી સોહમ ગણધાર ॥ સુગુરૂ વધાવે છે ॥ પંચસયા મુનિ સાથ છે ॥ ગુ૦ ॥ આતમ સુખના કરનાર ॥ સુ૦ ॥ ॥ ૧ ॥ ગુણશીલ નામે ઉદ્યાનમાં ॥ ગુ૦ ॥ ઉતર્યા એ વનમાંય ॥ સુ૦ ॥ વનપાલકે જઇ વીનવ્યા ॥ ગુ૦ ॥ તે સાંભળી કોણિકરાય ॥ સુ૦ ॥ ૨ ॥ ચતુરંગી સેના સજ્જ કરી ॥ ગુ૦ ॥ ગજ રથ પાયક નહિ પાર ॥ સુ૦ ॥ ઘણે આડંબરે રાજવી ॥ ગુ૦ ॥ વાંદે થઇ ઉજમાલ ॥ સુ૦ ॥ ૩ ॥ સંસાર સમુદ્રને તારવા ॥ ગુ૦ ॥ વાર વાર ભવજંજાળ ॥ સુ૦ ॥ શોલ શણગાર સજી કરી ॥ ગુ૦ ॥ વાંદે પદ્માવતી નાર ॥ સુ૦ ॥ ૪ ॥ ગહૂંલીકરે મન રંગશું ॥ ગુ૦ ॥ અક્ષત પૂરે સાર ॥ સુ૦ ॥ લલી લલી લે છે ઉવારણાં ॥ ગુ૦ ॥ પ્રદક્ષિણા દે મન સાર ॥ સુ૦ ॥ ૫ ॥ ચિહું ગતિ વારક સાથિયો ॥ ગુ૦ ॥ કરતાં મનને કોડ ॥ સુ ॥ કહે મુક્તિ કર જોડિને ॥ ॥ ગુ૦ ॥ સંઘ મનના પુરજો કોડ ॥ સુ૦ ॥ ૬ ॥ ૧૪ ॥

## ગહુંલી ૧૫ મી.

ગર્વ ન કીજે રે, એ સદ્ગુરૂ શીખડલી.—એ દેશી.

સરસ્તી ચરણ નમી કરી કેશું, ગાયશું આગમ વાણી ॥ અર્થ તે અરિહંતજીયે પ્રકાશયો, સૂત્ર તે ગણધર વાણી ॥ ભવિ તુમ સુણજો રે ॥ સોહમ ગણધર વાણી ॥મીઠી લાગે રે, મુઝને વીરની વાણી ॥ ૧ ॥ એ આંકણી ॥ ચતુરા ચાલો ગુરૂની પાસે, ગહૂંલી કરીયે મન રંગે ॥ નવશાત અંગ ધરી શણગાર પ્રભુગુણ ગાઉ ઉમંગે ॥ ભ૦ ॥ ૨ ॥ હાથે રજત રકેબી ધરીને, માંહે છીપના પુત્રને લાવો ॥ સ્વસ્તિક પૂરો ગુરૂને વધાવો, ગુરૂ ગુણ મધુરા ગાવો ॥ ભ૦ ॥ ૩ ॥ રાજગૃહી નયરે ગુણશીલચયત્યે, તિહાં પ્રભુ વીરજી આવ્યા ॥ ભંભાસાર તે સાંભળી હરખ્યો, ચતુરંગ સેનથી આવ્યા ॥ભ૦ ॥ ૪ ॥ ચાર હજાર મુનિરાજ સંધાતે, સાધ્વી સહસ છત્રીશ ॥ ઈંદ્રભૂતિ આદે દેઇ ગણધર, પ્રભુ પરિવાર જગીશ ॥ ભ૦ ॥ ૫ ॥ પ્રભુ આદિ સરવેને વાંદી, મગધાધીશ ભૂપાળ ॥ ચેલણારાણી કરે તે ગહુંલી, પ્રભુ સન્મુખ તત્કાળ ॥ ભ૦ ॥ ૬ ॥ કુંકુમઘોળી સાથીયો પૂરે, અષ્ટ કર્મને ચૂરે ॥ચિહું ગતિ ચૂરણ દુઃખ

નિવારણ, મનોવંછિત સવિ પુરે ॥ ભ૦ ॥ ૭ ॥ શ્રી અચલગચ્છપતિ પુજ્ય પટ્ટોધર, પુણ્યસાગર સૂરિરાયા ॥ સૂરિ છત્રીશ ગુણે કરી શોહે ભવિ પ્રણમો તસ પાયા ॥ ભ૦ ॥ ૮ ॥ જખૌબંદરે સુંદર શ્રાવક, ગુરૂગુણના છે રાગી ॥ શ્રી વીરપ્રભુનો પસાય લહીને, ગાતાં શુભમતિ જાગી ॥ ભ૦ ॥ ૯ ॥ આષાઢ વદિ એકમને દિવસે, ગહુંલી ગાઈ મન રંગે ॥ ચતુરા મલી સુકંઠે ગાજો, ભાવ ધરી ઉમંગે ॥ ભ૦ ॥ ૧૦ ॥ જે સોહાગણ મલી ગહુંલી ગાશે, એમ કહે કેવલનાણી ॥ સર્વાર્થ સિદ્ધતણાં સુખ વિલશે, લેશે મુક્તિ પટ્ટરાણી ॥ભ૦॥૧૧

## ગહુંલી ૧૬ મી,

જીરે જિનવચન સોહંકરૂ ॥ જીરે અવિચળ શાસન વીર રે ॥ ગુણવંતા ગિરૂઆ વાણી મીઠી રે મહાવીરતણી ॥ જીરે પર્ષદા બાર મળી તિહાં, જીરે અરથ પ્રકાશો ગુણગંભીર રે ॥ ગુણવંતા ગૌતમ, પ્રશ્ન પુછે રે મહાવીર આગળે ॥ ૧ ॥ જીરે નિગોદ સ્વરૂપ મુજને કહો, જીરે કેમ એ જીવવિસ્તાર રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ જીરે મધુર વર્ધનિયે જગગુરૂ કહે, જીરે કરવા ભવિક ઉપકાર

રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ ૨ ॥ જીરે રાજચઉદ લોક જાણિયે, જીરે અસંખ્યાતા જોજન કોડાકોડી રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ જીરે જોજન એક એમાં લીજીયે, જીરે લીજિયે એક એકનો અંશ રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ ૩ ॥ જીરે એક નિ-ગોદે જીવ અનંત છે, જીરે પુદ્‌ગલ પરમાણુઆ અનંત રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ જીરે એક પ્રદેશે જાણીયે, જીરે પ્રદેશે વર્ગણા અનંતરે ॥ગુ૦ ॥વા૦॥૪॥જીરે એક અસંખ્ય ગો-ળાસંખ્ય છે, જીરે નિગોદ અસંખ્ય ગોળા શેષ રે॥ગુ૦॥ ॥ વા૦ ॥ જીરે પરમાણુઆ પ્રત્યે ગુણ અનંત છે, જીરે વરણ ગંધ રસ ફરસ રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ ૫ ॥ જીરે લોક સકલમય ઈમ ભર્યો, જીરે કહે ગૌતમ ધન્ય તુમ જ્ઞાન રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ જીરે એવા ગુરૂને આગળ ગ-હુંઅલી, જીરે ફતેશિખર અમૃતશિવ નિશ્રેણી રે ॥ ગુ૦ ॥ વા૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧૬ ॥

## ગહુંલી ૧૭ મી.

રાગ ધોળ.

બેની શંચરતા રે સંસારમાં રે, બેની સદ્‌ગુરૂ ધર્મ સંજોગ ॥ વધાવો ગહુંઅલી રે ॥ બેની સદ્દહણા જિન-શાસનની રે, બેની પૂરણ પુણ્ય સંજોગ ॥ વ૦ ॥ ૧ ॥

બેની સમ સંતોષ સાડી બની રે. બેની નવબ્રહ્મ નવ-રંગ ઘાટ ॥ વ૦ ॥ બેની તપ જપ ચોખા ઊજલા રે, બેની સત્યવ્રત વિનય સુપાટ ॥ વ૦ ॥ ૨ ॥ બેની સમકિત સોવનથાળમાં રે, બેની કનક કચોળે ચંગ ॥ ॥ વ૦ ॥ બેની સંવર કરો શુભ શાથીયો રે, બેની આણાતિલક અભંગ ॥ વ૦ ॥ ૩ ॥ બેની સમિતિ ગુપ્તિ શ્રીફલ ધરો રે, બેની અનુભવ કુંકુમ ઘોલ ॥ વ૦॥ બેની નવતત્ત્વ હૃદયે ધરો રે, બેની ચરચો ચંદન રંગ રોલ ॥ વ૦ ॥ ૪ ॥ બેની ભવજલ જેહમાં ભેદીયે રે, બેની વિવેક વધાવો શાલ ॥ વ૦ ॥ બેની વીર કહે જિન શાસને રે, બેની રહેતાં મંગલમાળ ॥ વ૦ ॥૫॥

## ગહૂંલી ૧૮ મી.

વાહ્લાલોજી વાયે છે વાંસળી રે.—એ દેશી.

સોહમસ્વામી સમોસર્યા રે, રાજગૃહી ઉધાન ॥ બહુ મુનિ પરિકર સંજુતા રે, ચઉનાણી ભગવાન ॥ ॥ સોહ૦ ॥ એ આંકણી ॥ ૧ ॥ ગુરૂમુખ કમલ વિલોકવા રે, આવે શ્રેણિક મહારાય॥ભાવભક્તિ કરી વાંદિયા રે, ગણધરકેરા પાય ॥ સો૦ ॥ ૨ ॥ શ્રીગુરૂજી દીયે દેશના રે, તે સાંભળે શ્રોતાવૃંદ ॥ અમીય સમાણી વા-

ણી સુણી રે, મનમાં પામે આણંદ ॥ સો૦ ॥ ૩ ॥ વ-
ખાણુ અવસર જાણીને રે, જ્ઞાનની ભક્તિ નિમિત્ત ॥
સતીય શિરોમણિ ચેલણા રે, સાથીયો પુરે પવિત્ત ॥
॥ સો૦ ॥ ૪ ॥ જ્ઞાન પરમ ગુણ જીવને રે, જે તસ ભ-
ક્તિ કરેવ ॥ તેહને જ્ઞાનની સંપદા રે, દર્શન એમ કહેય
॥ સોહ૦ ॥ ૫ ॥ ઈતિ ॥ ૧૮ ॥

## ગહુંલી ૧૯ મી.

રાજગૃહી સમોસર્યા ॥ ગુરૂરાજ રે ॥ સોહમ સ્વા-
મી આજ ॥ સમારો કાજ રે ॥ સહીયર મોરી વાંદવા,
॥ ગુ૦ ॥ આવો વર લેઇ લાજ ॥ સ૦ ॥ ૧ ॥ ગુરૂ આ
ગળ રચો ગહૂંઅલી ॥ ગુ૦ ॥ દુવિધભાવ બહુ ભાવિ
॥ સ૦ ॥ અધ્યાતમ વર થાલમાં ॥ ગુ૦ ॥ ગુરૂગુણ મો
તી ભાવિ ॥ સ૦ ॥ ૨ ॥ ગુણિ મન સોવન ફુલડાં ॥
॥ ગુ૦ ॥ શુભરતિ કુંકુમ ઘોલ ॥ સ૦ ॥ શ્રદ્ધા રકેબી
કર ગ્રહી ॥ ગુ૦ ॥ દર્શન ભૂમિ અમોલ ॥ સ૦ ॥ ૩ ॥
અનુભવ શ્રીફળ રૂઅડું ॥ ગુ૦ ॥ ઉત્તર ગુણ બહુ શાલ
॥ સ૦ ॥ પંચાચાર કરો લૂંછણાં ॥ ગુ૦ ॥ તિલક વિ-
વેક વિશાલ ॥ સ૦ ॥ ૪ ॥ ઇણિપરે દ્રવ્ય ને ભાવથી
॥ ગુ૦ ॥ મંગલ આઠ કરાય ॥ સ૦ ॥ રાણી કોણિક

રાયની ॥ ગુ૦ ॥ ગહુંલી ગુરૂગુણ ગાય ॥ મ૦ ॥ ૫ ॥
કંચનકમલ વિરાજતા ॥ ગુ૦ ॥ દિયે દેશના સાર ॥
॥ સ૦ ॥ ચરણ કરણ રયણે ભર્યા ॥ ગુ૦ ॥ પ્રભુ પં-
ચમ ગણધાર ॥ સ૦ ॥ ૬ ॥ પંચ સમિતિ સમિતા થ-
યા ॥ ગુ૦ ॥ નવ કલ્પી કરય વિહાર ॥ સ૦ ॥ ચઉ-
વિહ સંઘે પરિવર્યા ॥ ગુ૦ ॥ જીત્યા વિષય વિકાર ॥
॥ સ૦ ॥ ૭ ॥ ભાવ ધરી નમું તેહના ॥ ગુ૦ ॥ ચરણ-
યુગલ અરવિંદ ॥ સ૦ ॥ વીર વાણી સંભળાવતાં ॥
॥ ગુ૦ ॥ મલુકભાવ અમંદ ॥ સ૦ ॥ ૮ ॥

## ગહુંલી ૨૦ મી.

અને હાંરે વાલાજી વાયે છે વાંસલી રે.—એ દેસી.

અને હાં રે વીરજી દીયે છે દેશના રે॥ ચાલો ચાલો સ-
હીયરનો સાથ ॥ સુરવર કોડાકોડિ તિહાં મળ્યા રે, પ્રભુ
વરસે છે ત્રિભુવન નાથ ॥ વીર૦ ॥ ૧ ॥ અને હાં રે
સમવસરણની શોભા શી કહું રે, જિહાં મુનિવર ચૌદ
હજાર ॥ મહાસતી ચંદનબાળા માવડી રે, સહુ સાધ-
વી છત્રીશ હજાર ॥ વીર૦ ॥ ૨ ॥ અને હાં રે ગણધર
પુજ્ય અગ્યાર છે રે, તેહમાં ગૌતમસ્વામી વજીર ॥
ત્રણશેં ચઉદપુર્વી દીપતા રે, શ્રુત કેવળી જગવડ વીર

॥ વીર૦ ॥ ૩ ॥ અને હાંરે સાતશેં કેવળી જગત પ્રભાકરૂ રે, તે તો પામ્યા છે ભવતીર ॥ પાંચશેં વિપુલમતિ પરિવાર છે રે, સહુ પરિકર છે પ્રભુ વીર ॥ વી૦ ॥ ૪ ॥ અને હાં રે આણંદશ્રાવક સમકિત ઉચ્ચરે રે, વળી દ્વાદશવ્રત જયકાર ॥ એકલાખ ઓગણશાઠ હજારમાં રે, મુખ્ય શ્રાવક દ્દઢ વ્રત ધાર ॥ વીર૦ ॥ ૫ ॥ અને હાં રે સખી વયણે ઉજમાલી બાલિકા રે, આવી વંદે પ્રભુજીના પાય ॥ મહામંગળ પ્રભુજીની આગળે રે, પુરે ચઉ મંગલ સખદાય ॥ વીર૦ ॥ ૬ ॥ અને હાંરે સાતમું અંગ ઉપાસકસૂત્રમાં રે, પ્રભુ દીપવિજય કવિરાજ ॥ આણંદ સરિખા દશ શ્રાવક કહ્યા રે, લેહશે એક ભવે શિવપુર રાજ ॥ વીર૦ ॥ ૭ ॥ ઇતિ॥૨૦॥

## ગહુંલી ૨૧ મી.

ગામ નગર પુર વિચરંતા, ગુરૂ આવે છે ॥ મુનિ પંચ સયા પરિવાર, સાથે લાવે છે ॥ સહસ અઢાર શીલાંગના, જે ધોરી છે ॥ બ્રહ્મચર્યના ભેદ અઢાર, આપ વિચારી છે ॥ ૧ ॥ જીવ ભેદ બત્રીશની, દયા જાણી છે ॥ નિરૂપાધિપક દેશના સાર, નાથ વખાણી છે ॥ દીક્ષા દોષ નિવારવા, નર તારે છે ॥ પાપ સ્થાનના દોષ અ-

ધાર, દૂર નિવારે છે ॥ ૨ ॥ રત્નત્રયિ આરાધતા, ગુરૂ રાજે છે ॥ ગુરૂ રાજગૃહી ઉદ્યાન, અધિક દિવાજે છે ॥ કનકકમળ બીરાજતા, ગુરૂ ગાજે છે ॥ પ્રભુ વીર પટ્ટોધર ધીર, ભાવઠ ભાંજે છે ॥ ૩ ॥ જંબુકુમર યુક્તે કરી, ગુરૂ ભેટ્યા છે ॥ કહે મુખથી મ્હારા આજ, પાતક મેટયાં છે ॥ સમુદ્રસિરી જંબૂતણી, પટ્ટરાણી છે ॥ વળી બીજી સાતે નાર, ગુણની ખાણી છે ॥ ૪ ॥ પહેરી કરૂણા કાંચલી, મન મોતી છે ॥ ઓઢી સમક્તિ સાડી માંહે, ગુરૂમુખ જોતી છે ॥ થિરતા ભાવના થાળમાં, વ્રત મોતી છે ॥ ભરી કુંકુમ રાગ કચોલ, પુણ્યપનોતી છે ॥ ૫ ॥ શ્રદ્ધાભાવનો સાથિયો, ત્યાં પુરે છે ॥ ઠવિ પંચાચાર રતન, ચિહું ગતિ ચૂરે છે ॥ તે દેખી મોહરાયની, માત ઝુરે છે ॥ એ લેશે શિવસુખ રાજ, ચઢતે નૂરે છે ॥ ૬ ॥ ગહૂંલી કરો ગુરૂ આગળે, મન માચે છે ॥ હવે જંબુ સોહમ પાસ, સંજમ જાચે છે ॥ પાંચશેં સત્તાવીશશું, વ્રત લીધું છે ॥ કહે મોહન માહારાજ, કારજ સીધું છે ॥ ૭ ॥ ઇતિ ॥ ૨૧ ॥

## ગહુંલી ૨૨ મી.

બેની નરભવ પુણ્યે પામી રૂઅડા રે, શુચિ રૂચિ

કરો શણગાર રે ॥ વધાવો ગુરૂને મોતીયે રે ॥ બેની દર્શન કરો આદિ દેવનું રે, બેની વળી વળી વાંદોરે અણગારે રે ॥ વ૦ ॥ ૧ ॥ બેની મયગલ પરે મુનિ માલાતા રે, બેની મધુકર પરે લીયે આહાર રે ॥ વ૦ ॥ બેની આતમરામ રમે રંગશું રે, બેની સૂત્ર અર્થ નય ભંડારરે ॥ વ૦ ॥ ૨ ॥ બેની ઇમ સોહાગણ પૂરે સાથિયા રે, બેની ગાઓ મંગલ ગીત રે ॥ વ૦ ॥ બેની વિધિશું વધાવી કરો લુછણાં રે, બેની એ જિનશાસન રીત રે ॥ વ૦ ॥ ૩ ॥ બેની પચ્ચખ્ખાણ કરો પાય પૂજીને રે, બેની વીરવાણી પીયો રસાલ રે ॥ વ૦ ॥ બેની શુદ્ધ હોયે આતમા આપણો રે, બેની શિવસુખ લહીયે રસાળ રે ॥ વ૦ ॥ ૪ ॥ ઇતિ ॥ ૨૨ ॥

## ગહુંલી ૨૩ મી.

વિમળગિરિ રંગરસે સેવો.—એ દેશી.

મુનિવર મારગમાં વસિયા, વસી ઉન્મારગથી ખસિયા, શિવવહૂ ખેલણકે રસિયા ॥ મુ૦ ॥ ૧ ॥ વીત્યું ગુણઠાણું બાલ, ભગવઇ અંગે સુવિશાલ રહે પ્રમત્ત ઘણો કાલ ॥ મુ૦ ॥ ૨ ॥ અંતર મુહૂરત સ્થિતિ આવે, આવે, નિદ્રામાં ગુણ પલટાવે, પણ અપ્રમત્તતણે ભાવે,

॥ મુ૦ ॥ ૩ ॥ દ્રવ્યભાવ સંજમ ધરિયા, જંગમ તીરથ સંચરિયા, પાખરિયા સિંહ કેસરિયા ॥ મુ૦ ॥ ૪ ॥ દુવિહાસિત સહે ન લહે, ઊષ્ણ પરિસહ વીશ સહે, મુનિવર આચારાંગ કહે ॥ મુ૦ ॥ ૫ ॥ ચક્રવાલ દશ વિધ પાળે, ચરણકરણ ગુણ અજુઆળે, શુન્યદહન અવધિ ટાળે ॥ મુ૦ ॥ ૬ ॥ એહવા મુનિવરની આગે, ચતુરા અક્ષય ફળ માગે, શ્રાવિકા મુનિ ગુણ રાગે ॥ ॥ મુ૦ ॥ ૭ ॥ ગહુંલી કરી નિજમલ ધોતી, વધાવતી ઝલકે મોતી, લળીલળી ગુરૂ સન્મુખ જોતિ ॥ મુ૦ ॥ ॥ ૮ ॥ આગમ રયણ ગુણે રમતી, ગુરૂગુણ ગાતી મન ગમતી, શ્રીશુભવીર ચરણ નમતી ॥ મુ૦ ॥ ૯ ॥

## ગહૂંલી ૨૪ મી.

પાસકુમર મહિમા નિલો, ગુણમણિ રયણ ભંડાર ॥ અવસર વિવાહ જિનતણો, ગાયશું અતિ સુખકાર ॥ પા૦ ॥ ૧ ॥ શુભ મંડપે તોરણ સોહિયે રે, જોતાંસુર નરનાં મન મોહિયે રે ॥ મહાજન મળીયો છે અતિ મનોહાર, રાયરાણાનો નહિં પાર ॥ પા૦ ॥ ૨ ॥ ચંપક વરાણી સુંદરી, વળી નીલવરણ સુખદાય ॥ દીસે છે અતિ રે દયામણી, પાસકુમર દેખી સુખ થાય ॥

॥ પા૦ ॥ ૩ ॥ પાસકુમર ચઢ્યા વરઘોડે, શિર ખુપ ભર્યાં છે બહુ મોડે ॥ માનું રવિ શશી આવ્યા છે દોડ કાને કુંડલ મસ્તક જોડ ॥ પા૦ ॥ ૪ ॥ સજન સંતોષ્યા બહુપરે, તિહાં અશ્વસેન મહારાય ॥ શુભ શણગાર સજી સુંદરી, પાસકુમાર સુખદાય ॥ પા૦ ॥ ૫ ॥ દેવ ઉતારે આરતી રે, વળી નર નારી ગુણ ગાય ॥ સુવર્ણ મુકુટે હીરા સોહીયે રે, તોરણ આવ્યા શ્રી જિન રાય ॥ પા૦ ॥ ૬ ॥ જિનમુખે સોહીયે તંબોલ રે, ઘણો દિસે છે ઝાકઝમોલ રે ॥ પરણ્યાં પરણ્યાં પ્રભાવતી રાણી, રૂપે અપ્સરા ને ઈંદ્રાણી ॥ પા૦ ॥ ૭ ॥ જિન પરણીને નિજઘર આવિયા રે, જાચકને દાનશું લાવિયા રે ॥ ગુણ ગાવે છે ગંધર્વ રંગ, દેવે ઉદય ઉલટ અંગ ॥ પા૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૨૪ ॥

## ગહુંલી ૨૫ મી.

પદ્મસરોવર હું ગઈ રે, ત્રિસલારાણી કરે રે કલ્લોલ ॥ આજનો દિન રળીયામણો રે ॥ પહેલેને માસે અમીય પીયો રે, બીજે ચંદન ઘોલ ॥ આ૦ ॥ ૧ ॥ ત્રીજે ને માશે કેસર ક્રીયો રે, ચોથે કપૂરની રેખ સે॥ ॥ આ૦ ॥ પાંચમે ઇષ્ટ પૂજી જીમો રે, છઠે રહ્યા ગર્ભા-

વાસ ॥ આ૦ ॥ ૨ ॥ સાતમે જાણું સિંહે ચડે રે, આ-
ઠમે દીજે દાન ॥ આ૦ ॥ નવમે માશે યતના કરો રે,
સવાનવે પુત્ર રતન ॥ આ૦ ॥ ૩ ॥ ધરણીયે પગ દેઇ
જનમીયા એ, જન્મ્યા શ્રી મહાવીર ॥ આ૦ ॥ સોના
છરીયે નાલ વધેરીયાં રે, દાયીને કોટી સોનૈયા દીધ ॥
માહાવીરકુંવર જન્મ્યા રે ॥ એ આંકણી ॥ ૪ ॥ પુત્ર
જન્મ નિજ સાંભળી રે, રાય સિદ્ધાર્થને હર્ષ ન માય
॥ મા૦ ॥ વધામણીયાને પંચાંગ પહેરામણી રે, વળી
કીધી લાખ પસાય ॥ મા૦ ॥ ૫ ॥ પાણી સાથે દૂધડે
નવરાવીયા રે, ચોખા સાથે મોતીડે વધાવ ॥ મા૦ ॥
ચીર ફાડીને બાળોતિયાં રે, પલંગ પાલખડીયે પોઢાવ
॥ મા૦ ॥ ૬ ॥ ઘર ઘર ગુડિયો ઉચ્છલે રે, નીલાં તો-
રણ બાંધ્યા છે બાર ॥ મા૦ ॥ વછજીની ફઇજી તેડા-
વીયાં રે, નામ દીધું વર્દ્ધમાન ॥ મા૦ ॥ ૭ ॥ મેરૂશિ-
ખર ઉપર સ્નાન કરે રે, છપ્પન કુમરી આવે છે ગીત
॥ મા૦ ॥ નામ પડામણુ હાથીયો રે, દીધાં દીધાં રત્ન
બે ચાર ॥ મા૦ ॥ ૮ ॥ સોના તે કેરૂં ઝુમણું રે, માંહે
મોતીનો ઝુમકાર ॥ મા૦ ॥ ત્રિસલારાણી પુત્ર તુમારડો
રે, દેવતણો શિરદાર ॥ મા૦ ॥ ૯ ॥ કાઠા ગહુંનાં લા-

પશી રે, માંહે મેળવીયો ગોળ ॥ મા૦ ॥ જાજે ઘીયે લ-
સલસી લાવશી રે, ગોત્રજ આગળ નૈવેદ્ય કરાય ॥
॥ મા૦ ॥ ૧૦ ॥ કુંવરની માતા એમ ભણે રે, કુંવર-
જી અવિચલ રાજ ॥ મા૦ સોવન પાલણીયે પોઢાડીયા
રે, નીલુડાં વસ્ત્ર ઓઝાડ ॥ મા૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥ ૨૫

## ગહુંલી ૨૬ મી.

સરસતિ સામીને દિલ ધરી રે, વાંદું ગુરૂને ઉત્સાહ
॥ કમલ પોયણ સમ લોયણી રે, કામિની કંચનવાન
॥ ચમર ઢળાવો જિણંદ પ્રભુ વીરને રે ॥ એ આંકણી
॥ ૧ ॥ કંકણ નેઉર ખલકતી રે, લલકતી કોકિલવાન
॥ ગજગતિ ચાલશું ચાલતી રે, મલપતી રુહિયર
સાથ ॥ ચ૦ ॥ ૨ ॥ કનક કચોળાં કુંકુમ ભરી રે, થાલ
મુક્તાફળ સાર ॥ ચરમ પ્રભુજીને વાંદવા રે, સોલ સ-
જી શણગાર ॥ ચ૦ ॥ ૩ ॥ પ્રહ ઉગમતાની ગહુંઅલી
રે, વાજે વીણા સાર ॥ ચેલણા કાઢે છે ગહુંઅલી રે,
શ્રેણિકની ઘરનાર ॥ ચ૦ ॥ ૪ ॥ મોતીનો પુર્યો છે સા-
થિયો રે, ઠવીયાં પાંચ રતન્ન ॥ ચેલ્લણા વધાવે છે મો-
તીયે રે, દેશના દિયે ભગવન્ન ॥ ચ૦ ॥ ૫ ॥ પાટ પીઠ
પ્રભુ પાઉલે રે, ગાતી રંગે રે સાજ ॥ સોવન સૂરજ

ઉગિયો રે, સુરતરૂ મોર્યો રે આજ ॥ ચ૦ ॥ ૬ ॥ પુ-
ર્વંજ તૂઠા પુણ્યથી રે, વાંદ્યા વીર જિણંદ ॥ સુણી દે-
શના ભગવંતની રે. હરખ્યાં નરનારી વૃંદ ॥ ચ૦ ॥
॥ ૭ ॥ ચેલ્લણા ચતુરાઈ ચિત્તમેં રે, સંભારે દિવસ ને
રાત્ર ॥ ત્રિસલાનંદન દેખતાં રે, પવિત્ર થયાં મોરાં ગાત્ર
॥ ચ૦ ॥ ૮ ॥ સેવક લક્ષ્મીસૂરિતણો રે, પ્રણમે નાણ
ઉદાર ॥ વીર પ્રભુજીને વાંદતાં રે, સફલ કિયો અવ-
તાર ॥ ચ૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૨૬ ॥

॥ અથ ષડાવશ્યક સૂત્રની ॥

## ગહુંલી ૨૭ મી.

અહો મુનિ ચારિત્રમાં રમતા, શ્રી જિનઆણા
સુધી ધરતા. ક્રિયામારગમાં અનુસરતા ॥ અહો૦ ॥૧॥
ષડાવશ્યક સૂત્રતણી રચના, તે સાંભળો ભવિ એક
મના, વાણી અમૃત રસ ઝરના ॥ અહો૦ ॥ ૨ ॥ પ્ર-
થમ સામાયિક જે દાખ્યું, બીજું ચઉવિસથ્થો ભાં-
ખ્યું, તૃતીય વાંદણું દિલ રાખ્યું ॥ અહો૦ ॥ ૩ ॥ પ્ર-
તિક્રમણ ચોથે સુણતાં, કાઉસ્સગ્ગ પાંચમે અનુસરતાં
છઠે પચ્ચખ્ખાણ કરતાં ॥ અહો૦ ॥ ૪ ॥ષડવિધ આ-
વશ્યક જે ધારે, શુભ પરિણામે અવધારે, શ્રી જીનમા-

રગ અજુવાળે ॥ અહો૦ ॥ ૫ ॥ સ્થાપના જ્ઞાનતણી માંડો, મમતા માયા દૂરે છાંડો, તો શમતાવૃક્ષ હોયે જાડો ॥ અહો૦ ॥ ૬ ॥ ઇણિપરે સોહમની વાણી, ગહુંલી કરે ચેલણા રાણી, ગુરૂ સન્મુખ જોવે ગુણખાણી ॥ અહો૦ ॥ ૭ ॥ સીહોર નગરે ગહૂંલી ગાઇ, કહે મુક્તિ સુણો ચિત્ત લાઈ, શ્રી જિન આણા ધરો ભાઇ ॥ ॥ અહો૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૨૭ ॥

## ગહુંલી ૨૮ મી.

॥ અરિહા આયા રે, ચંપાવનકે મેદાન ॥ સુરપતિ ગાયા રે, શાસનકે સુલતાન ॥ એ આંકણી ॥ સમવસરણ સુર મળી વિરચાવે, ફુલ સચિત્ત જલ થલનાં લાવે ॥ વિકસિત જાનુ સમ વરસાવે, ઉપર બેસે રે, મુનિમુખ પરષદા બાર ॥ પ્રભુ મહિમાયે રે, પીડા ન હુવે લગાર ॥ તત્ત્વાવતારી રે, પ્રવચન સારઉદ્ધાર ॥ ॥ આ૦ ॥ ૧ ॥ પુરી શણગારી કોણિકરાય, જલ છટકાયાં ફુલ બિછાય, સજી સામઈયું વંદન આય, ઉવવાઇ સૂત્રે રે, દેશના અમૃત ધાર ॥ ગાૈતમ પૂછે રે, અંબડનો અધિકાર ॥ અદત્ત ન લેવે રે, સાત સયા પરિવાર ॥ અ૦ ॥ ૨ ॥ પાણી છતે તરશાં વ્રત પાલી,

ગંગા રેવત વચ્ચે સંથારી, દેવલોકે પંચમ અવતારી, અંબડનામે રે, તે સહુનો શિરદાર ॥ અવધિજ્ઞાની રે, વૈક્રિયલબ્ધિ ઉદાર ॥ તાપસ વેશે રે, પાલે અણુવ્રત બાર ॥ અ૦ ॥ ૩ ॥ તે ગુણદરિયા કૈતુક ભરિયા, કંપિલપુરમાંહે સંચરિયા, નિત્ય નિત્ય સહુ ઘર વસતી વરિયા, સહુકો જાણે રે, અમ ઘર ઓચ્છવ થાય ॥ ઘર ઘર હોશે રે, કૈતુક જોવા તે જાય ॥ દેવ ભવાંતર રે, અંબડ મુક્તિ વરાય ॥ અ૦ ॥ ૪ ॥ સાંભળી હઈડે હર્ષ ભરાણી, બહુત સાહેલીની ઠકુરાણી, નામે સુભદ્રા ધારણી રાણી, ચીર પટોલી રે, પહેરી નિકટ તે જાય ઘુંઘટ ખોલી રે, અંજલિ શીશ નમાય ॥ કેશર ઘોલી રે, સાથિયે મોતી પૂરાય ॥ અ૦ ॥ ૫ ॥ ચતુરા ચઉમુખ ચિત્ત મિલાવે, મુક્તાફલ દોય હાથ ધરાવે, શ્રી શુભવીરનાં ચરણ વધાવે, મંગલ ગાવે રે, રંભા અપચ્છર નાર ॥ જગતનો દીવો રે, વિશ્વંભર જયકાર ॥ બહુ ચીરંજીવો રે, ત્રિસલામાત મલ્હાર ॥ અ૦ ॥૬॥

## ગહુંલી ૨૯ મી.

અ ા મુનિ સંયમમા રમતા ॥ એ આંકણી ॥ વીરની આણા શિર ધરતા, પવયણમાયે સુવિચરંતા,

સોહમપાટ દીપાવંતા ॥ અ૦ ॥ ૧ ॥ શ્રી જિન આણા મતિ રાગી, દ્રવ્ય ભવ પરિગ્રહ ત્યાગી, શિવરમણીશું લય લાગી ॥ અ૦ ॥ ૨ ॥ છત્રીશ છત્રીશીયે પૂરા, રાગાદિકથી રહે દૂરા, શાંત મુદ્રામાંહે સસનૂરા ॥ અ૦ ॥ ॥ ૩ ॥ વીરવાણી ચિત્ત અનુસરતા, કુમતિતણા મદ ગાલંતા, આવ્યા રાજગૃહી ફરતા ॥ અ૦ ॥ ૪ ॥ કોણિક ભૂપતિની રાણી, ભામંડળમાં ઉજાણી, ધવલ મંગલ કરે ગુણખાણી ॥ અ૦ ॥ ૫ ॥ અનુભવ જ્ઞાને ચિત્ત ઠરશે, સદ્ગુરૂ અંગે સદા વરસે, ભવિ જલધર ચાતક વરસે ॥ અ૦ ॥ ૬ ॥ એણીપરે જે ગુરૂ ગુણ ગાવે, સંવરભાવે ચિત્ત લાવે, મહીંદ્રસિંહ સૂરિ સુખ પાવે ॥ અ૦ ॥ ૭ ॥

## ગહુંલી ૩૦ મી.

સખિ રાજગૃહી ઉદ્યાનમાં, ઉતરિયા શ્રી જિનરાજ ॥ વારી જાઉં વીરને ॥ સખી મનનો તે સાંસો ઉપશમે, જાણીયે મળીયો છે શિવપુરીનો સાજ ॥ વા૦ ॥ ૧ ॥ સખિ દેવછંદો તે દેવે રચ્યો, તિહાં બેઠા છે ત્રિભુવન રાય ॥ વા૦ ॥ સખિ બારે પર્ષદા તિહાં મળી જીરે સતી સુણવાને જાય ॥ વા૦ ॥ ૨ ॥ રાણી ચેલણા

તે લાવે ગહૂંઅલી, રાજા શ્રેણિકની ઘરનાર ॥ વા૦ ॥ જીરે મુક્તા તે ફળનો સાથિયો, જીરે ઉપર શ્રીફલ સાર ॥ વા૦ ॥ ૩ ॥ શખિ ઠવણીની આગળ ગહૂંઅલી, જીરે વિચ વિચ નાગરવેલ ॥ વા૦ ॥ જીરે દર ભલું રે દરિયાતણું, જીરે જેમાં છે જાજેરી રેલ ॥ વા૦ ॥ ૪ ॥ જીરે વખાણ ભલું રે વીરજીતણું, જીરે સાંભળે ગુણિ જન લાખ ॥ વા૦ ॥ જીરે નાની તે નાની નાનડી. જીરે નાની છે શાકર દ્રાખ ॥ વા૦ ॥ ૫ ॥ જીરે નાની તે પ્રભુજીની જીભડી, જીરે બૂઝવ્યા જાણ અજાણ ॥ વા૦ ॥ જીરે ભાટ ભણે રે બીરૂદાવલિ, જીરે સઈયર ગાવે ગાન ॥ વા૦ ॥ ૬ ॥ જીરે આ જુગમાં જોતાં થકાં, જીરે કોઈ ન કરે પ્રભુજીશું હોડ ॥ વા૦ ॥ જીરે ભવ ભવ એ જીન જો મળે, વસંતસાગર કહે કર જોડ ॥વા૦॥૭

## ગહુંલી ૩૧ મી.

પ્રથમ રેવતગિરિ પેખિયો, જીહો ઉપનો અધિક આણંદ ॥ વધાવો મારે આવીયો ॥ બીજે નેમીસરબહુ ગુણા, જીહો દીઠો દોલતનો દિણંદ ॥ વ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ત્રીજે વધાવે પ્રભુ તું સ્તવ્યો, જીહો અગર સુવાસિ વિહાર ॥ વ૦ ॥ કેસર ચંદન કુસુમની, જીહો

પૂજા સત્તર પ્રકાર ॥ વ૦ ॥ ૨ ॥ ચોથે વધાવે પ્રભુ ચ-
રણનું, જીહો ધરીયે મન શુભધ્યાન ॥ વ૦ ॥ ચતુર
દરિસણ ચારિત્રનાં, જીહો ગુણ ગાઉં ગુરૂગ્યાન ॥ વ૦
॥ ૩ ॥ આસન યુક્તિ અનુસરી, જીહો જાદવ ગુણલય
લીન ॥ વ૦ ॥ ભાવું પ્રભુગુણ ભાવના, જીહો આતમ
શક્તિ નવીન ॥ વ૦ ॥ ૪ ॥ એમ સવળો ટળ્યો આં-
તરો, જીહો અમ તુમ અતિશય એક ॥ વ૦ ॥ ધ્યાય-
કને વળી ધ્યેયનો, જીહો અધિક વિવેક અનેક ॥ વ૦ ॥
॥ ૫ ॥ ભાગ્ય ભળે મળિ ભવિજને, જીહો જોયો શ્રી
જિનરાજ ॥ વ૦ ॥ સંઘવી સહિત સ્વરૂપનું, જીહો સ-
ફળ થયું સહુ કાજ ॥ વ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૩૧ ॥

## ગહુંલી ૩૨ મી.

જીરે મારે થુલિભદ્ર ગુરૂરાય. સાતમે પાટે સોહામ-
ણા જીરે જી ॥ જીરે મારે ભદ્રબાહુ મુણિંદ, સંભૂતિવિ-
જય સૂરિતણા ॥ જીરે૦ ॥ ૧ ॥ જીરે મારે પાટ વિશેષ
સુજાણ, શિયલગુણે અલંકર્યા ॥ જી૦ ॥ જીરે મારે કો-
શ્યાયે બૂઝવ્યા તામ, જૈનધર્મથી નવી પડ્યા ॥ જી૦ ॥
॥ ૨ ॥ જીરે મારે જગમાં રાખ્યું નીમ, ચોરાશી ચો-
વીશી લગે ॥ જીરે૦ ॥ જીરે મારે સંઘ ચતુર્વિધ જાણ,

ઓચ્છવ કરે ઉલટ અંગે ॥ જીરે૦ ॥ ૩ ॥ જીરે મારે બાજે ઢોલ નિશાન, સરણાઇયુ મધુરે સ્વરે ॥ જીરે૦ ॥ જીરે મારે ગોરી ગાવે ગીત, સોહામણુ ગહૂંલી કરે ॥ ॥ જીરે૦ ॥ ૪ ॥ જીરે મારે ધન્ય સકડાલ પ્રધાન, ધન્ય લાછલ દે માતને ॥ જીરે૦ ॥ જીરે મારે ધન્ય તે નાગર નાત, ધન્ય તે સિરિયા ભ્રાતને ॥ જીરે૦ ॥ ૫ ॥ જીરે મારે ધન્ય જક્ષા પ્રમુખ, સાતે બેહેનો સોહામણી ॥ ॥ જીરે૦ ॥ જીરે મારે સૂરિશ્વર શિરદાર, શ્રી થુલિભદ્ર શિરોમણિ ॥ જીરે૦ ॥ ૬ ॥ જીરે મારે ધ્યાન ધરો દિન રાત, એવા મુનિનું ખાંતશું ॥ જીરે૦ ॥ જીરે મારે લેશે મંગલમાળ, જે ગાવે નિત્ય ભાવશું ॥ જીરે૦ ॥ ૭ ॥

॥ અથ પજ્જુશણુની ॥

## ગહુંલી ૩૩ મી.

મ્હારી સહી રે સમાણી.—એ દેશી.

પરત્ર પજ્જુસણુ પુણ્યને યોગે, મળિયા સહસુરૂ સંયોગે રે ॥ મારી સહી રે સમાણુી ॥ સાત પાંચ ભેળી મળીને ટોળી, ગહુંલી કરે મન ભોળી રે ॥ મા૦ ॥૨॥ ॥ ઘુંઘટપટ ખોલી ગુરૂમુખ જોતી, તન મનના મલ ધોતી રે ॥ મા૦ ॥ સમકિતરાગે ને ધર્મની બુદ્ધિ, પરિણુ-

તિની વાલી શુદ્ધિ રે ॥ મા૦ ॥ ૨ ॥ વાંદી વધાવી ગુ-
રૂજીની વાણી, નિસુણો ભવિજન પ્રાણી રે ॥ મા૦ ॥
ઉપશમ ભાવો ને નિંદા નિવારો, જીવ સહુશું હિત
ધારો રે ॥ મા૦ ॥ ૩ ॥ ગુરૂપગ મૂલે સંઘ સહુ ખામો,
કષાયતણા મદ વામો રે ॥ મા૦ ॥ ઈણ દિન આવે વ્રત
તપ કીજે, અધિક અધિક લાહો લીજે રે ॥ મા૦ ॥ ૪
। પૂજા પ્રભાવના મહિમાને દેખી, હરખે ધરમના ગવે-
ષી રે ॥ મા૦ ॥ ચૈત્ય પરવાડી જિનમુખ જોવો, ભવ
ભવનો પાપ ખોવો રે ॥ મા૦ ॥ ૫ ॥ કલપ સુણીજે
પ્રભાવના દીજે, અઠ્ઠાઈ મહિમા ઈમ કીજે રે ॥ મા૦ ॥
ગહુંલી ગાવો ને વીરજિન ધ્યાવો, મહુક ભાવના ભા-
વો રે ॥ મા૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૩૩ ॥

## ગહુંલી ૩૪ મી.

આછી સુરંગી ચૂનડી રે, ચૂનડી રાતી ચોલ રે ॥
રંગીલી ॥ લાલ સુરંગી ચૂનડી રે ॥ ૧ ॥ બુરાનપુરની
બાંધણી રે, રંગાણી ઔરંગાબાદ રે ॥ રંગીલી ॥ ચોલ
મજીઠના રંગથી રે, કસુંબે લીધો હઠવાદ રે ॥ રંગીલી
॥ આ૦ ॥ ૨ ॥ સુરત શેહેરમાં સંચર્યાં રે, જાતાં જિ-
નવાણીને માટે રે ॥ રંગીલી ॥ ચોરાશી ચોકને ચહુવટે

રે, દીઠાં ફોશીડાનાં હાટ રે ॥ રંગીલી ॥ આ૦ ॥ ૩ ॥
નણુદી વીરાજીને વીનવે રે. એ ચૂનડીની હોંશ રે ॥
॥ રંગીલી ॥ ચૂનડીમાં હાથી ઘોડલા રે, હંસ પોપટ
ને મોર રે ॥ રંગીલી ॥ આ૦ ॥ ૪ ॥ સમરથ સસરે
મૂલવી રે, પાસે પીયુજીને રાખ રે ॥ રંગીલી ॥ સમ-
કિત સાસુના કેણુથી રે, સોનઇયા દીધા સવા લાખ રે
॥ રંગીલી ॥ આ૦ ॥ ૫ ॥ સાસુજીને સાડીયો રે, નાની
નણુદીને ઘાટ રે ॥ રંગીલી ॥ દેરાણી જેઠાણીનાં જોડ-
લાં રે, સોકયને લાવો શામાટ રે ॥ રંગીલી ॥ આ૦ ॥
॥ ૬ ॥ ચૂનડી ઓઢિને સંચર્યા રે, જાતાં જિન દર-
બાર રે ॥ રંગીલી ॥ માણુકમુનિયે કોડથી રે, ગાઇ એ
ચૂનડી સાર રે ॥ રંગીલી ॥ આ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૩૪॥

## ગહુંલી ૩૫ મી.

આસણુરા જોગી રે.—એ દેશી.

શ્રી ગુરૂપદ પંકજની સેવા, લાગી છે મુઝ મન
હેવા રે ॥ ગુરૂજી ઉપકારી ॥ એ આંકણી ॥ ગુરૂ ગુણુ
દરીયો સુપરે ભરિયો, મુજથી કિમ જાયે તરિયો રે ॥
॥ ગુ૦ ॥ ૧ ॥ પાંચ જ્ઞાનમાંહે ઉપકારી, એ શ્રુતની
બલિહારી રે ॥ ગુ૦ ॥ અસંખ્ય જીવના ભવ સુવિલા-

સે, સંખ્યાતા ભવ પ્રકાસે રે ॥ ગુ૦ ॥ ૨ ॥ લોકના ભાવ તે જ્ઞાનથી કહીયે, સદ્‌ગુરૂ મુખથી લહીયે રે ॥ ॥ ગુ૦ ॥ દર્શન સહિત જ્ઞાન તે ભાસે, દર્શન મોહની નાસે રે ॥ ગુ૦ ॥ ૩ ॥ વિઘટે મિથ્યાત્વ આતમ કેરો, ટાળે તે ભવનો ફેરો રે ॥ ગુ૦ ॥ સમકિતવિણુ સંજમ નહિં રચના, આગમ માંહે છે વચના રે ॥ ગુ૦ ॥ ૪॥ સમકિત સહિત કરે જે કિરિયા, તે ભવસમુદ્રથી તરિ-યા રે ॥ ગુ૦ ॥ એહવી વાણી સોહમ કેરી, નાસે કર્મ જે વૈરી રે ॥ ગુ૦ ॥ ૫ ॥ સોહમ પાટ પરંપર રાજે, વિજયદેવેંદ્ર સૂરિ ગાજે રે ॥ ગુ૦ ॥ સ્વસ્તિક પૂરે દુઃખ ને ચૂરે, વધાવે ચઢ્તે નૂરે રે ॥ ગુ૦ ॥ ૬ ॥ સૂરિ ગુણે છત્રીશ સોહાવે, વિજયાનંદ પદ પાવે રે ॥ ગુ૦ ॥ પ્રેમ-થી ભાવે નવનિધ પાવે, અમૃત શિવ સુખ ધ્યાવે રે ॥ ॥ ગુ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૩૫ ॥

## ગહુંલી ૩૬ મી.

### મોતીવાલા ભમરજી.—એ દેશી.

ચરણ કરણશું શોભતા ॥ વ્રતધારી રે સુગુરૂજી ॥ ભવિજન માનસ હંસ રે ॥ જગત ઉપકારી રે શુગુરૂજી ॥ જંગમ તીરથ સાધુજી ॥ વ્ર૦ ॥ લોભતણો નહિં

અંશ રે ॥ જ૦ ॥ ૧ ॥ પડિરૂવાદિક ગુણ ભર્યા ॥ ત્ર૦ ॥ ષટકારણ લીયે આહાર રે ॥ જ૦ ॥ સામુદાણી ગોચરી ॥ ત્ર૦ ॥ જ્ઞાનરતન ભંડાર રે ॥ જ૦ ॥ ૨ ॥ ગીતારથ ગુરૂ આગળે ॥ ત્ર૦ ॥ વનિતા ધરિય વિવેક રે ॥ જ૦ ॥ સરખી સાહેલિયે પરવરી ॥ ત્ર૦ ॥ સમકિતની ધણી ટેક રે ॥ જ૦ ॥ ૩ ॥ અસ્તિક પીઠની ઉપરે ॥ ત્ર૦ ॥ અનુભવ મુક્તા શ્વેત રે ॥ જ૦ ॥ ચિહું ગતિ ચૂરણ સાથીયો ॥ ત્ર૦ ॥ વધાવતી ધરી હેત રે ॥ જ૦ ॥ ૪ ॥ ગુણરંતી ગાવે ગહૂંઅલી ॥ ત્ર૦ ॥ મુનિગુણમણિ ધરિ હથ રે ॥ જ૦ ॥ શ્રી શુભવીરની દેશના ॥ ત્ર૦ ॥ સુણતાં મળે શિવસાથ રે ॥ જ૦ ॥૫ ॥

## ગહુલી ૩૭ મી.

કેસરિયા ચડો વરઘોડે.—એ દેશી.

રાજગૃહી વનખંડ વિચાલ, આવ્યા વીરજીણંદ દયાળ, વંદે શ્રેણિકનામે ભૂપાલ તો ॥ વીર જગત ગુરૂ વંદના કરિયે ॥ વંદના કરિયે ને ભવજળ તરિયે તો ॥ વી૦ ॥ ૧ ॥ કુષ્ટિ કુરૂપ એક દેવ તે વાર, મરણ જીવન જન ચાર વિચાર, શ્રેણિકરાયને હર્ષ અપાર તો ॥ વી૦ ॥ ૨ ॥ કોસંબી નગરીનો વાસી, સેડુક બ્રાહ્મણ

ધનનો આશી, પુત્ર કુટુંબને રોગે વાસી તો ॥ વી૦ ॥
॥ ૩ ॥ આવે રાજગૃહી દુવાર, મરણ લહી જલ તરશ
અપાર, જલમાં ડેડકનો અવતાર તો ॥ વી૦ ॥ ૪ ॥
વારી હારી નારી વચનથી, પૂરવભવ લહિ ચાલ્યો વ-
નથી, મુજ વંદન હરખ્યો તન મનથી તો ॥ વી૦ ॥
॥ ૫ ॥ તુઝ ઘોટક પદ હણિયો જામ, લહિ સુર ભવ
આવ્યો એણે ઠામ, શ્રેણિક દેખે તુઝ પરિણામ તો ॥
॥ વી૦ ॥ ૬ ॥ મોક્ષગમન કહો મુજને સાર, દર્દૂર રંક
તણો અધિકાર, ઉપદેશમાલા ગ્રંથ મોઝાર તો ॥ વી૦
॥ ૭ ॥ રાણી ચેલણા હર્ષ ન માવે, મુક્તાફળશું ગ-
હુંલી બનાવે, શ્રી શુભવીર જિણંદ વધાવે તો ॥ વી૦
॥ ૮ ॥ ઇતિ ॥ ૩૭ ॥

## ગહુંલી ૩૮ મી.

દ્વારકા નગરી દીપતી ॥ જિન વંદિયે ॥ વસે જા-
દવ કુળનો પરિવાર ॥ રે જિન વંદીયે ॥ જિનજી તે
આવી સમોસર્યાં ॥ જિ૦ ॥ સાથે ગણધર વર અઢાર
॥ રે જિ૦ ॥ ૧ ॥ અઢાર સહસ સાધુ ભલા ॥ જિ૦ ॥
તે તો લબ્ધિતણા રે ભંડાર ॥ રે જિ૦ ॥ સમવસરણ
દેવે રચ્યું ॥ જિ૦ ॥ તિહાં બેઠી પર્ષદા બાર ॥ રે જિ૦

॥ ૨ ॥ કૃષ્ણજી વાંદવા આવિયા ॥ જિ૦ ॥ સાથે અંતે ઉરનો પરિવાર ॥ રે જિ૦ ॥ ગહુલી તે કરે મન રંગશુ ॥ જિ૦ ॥ સત્યભામા રૂકિમણી નાર ॥ રે જિ૦ ॥ ૩ ॥ પહેરી પટોળાં દાડમી ॥ જિ૦ ॥ પાયે ઝાંઝરનો ઝમકાર ॥ રે જિ૦ ॥ મુક્તાફળનો સાથિયો ॥ જિ૦ ॥ પાંચ રતન તે પંચાચાર ॥ રે જિ૦ ॥ ૪ ॥ લળીલળી લેતી ભૂછણાં ॥ જિ૦ ॥ જિનમુખડાં જુવે રે નિહાલ ॥ રે જિ૦ ॥ કૃષ્ણજીયે પ્રભુજીને પૂછિયું ॥ જિ૦ ॥ મુજ શ્રમ ચડયો રે અપાર ॥ રે જિ૦ ॥ ૫ ॥ પ્રભુજી કહે શ્રમ ઉતર્યો ॥ જિ૦ ॥ તમે કારજ કર્યું મનોહાર ॥ રે જિ૦ ॥ સાતમીની ત્રીજી કરી ॥ જિ૦ ॥ તમે સમકિત નમો નિર્ધાર ॥ રે જિ૦ ॥ ૬ ॥ રોમ રોમ હર્ષિત હુઆ ॥ જિ૦ ॥ પ્રભુ તાર તાર મુઝ તાર ॥ રે જિ૦ ॥ ન્યાયસાગર પ્રભુ નીરખતાં ॥ જિ૦ ॥ તમે જય જય ભણો નર નાર ॥ રે જિ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૩૮ ॥

## ગહુંલી ૩૯ મી.

આર્યદેક્ષ નરભવ લહ્યો રે, શ્રાવક કુલ મનોહાર રે ॥ જિનની વાણી નિત્ય સુણે રે, ધન્ય તેહનો અવતાર ॥ ગુરૂને બોલડીયે, મોહ્યા મોહ્યા રે ત્રિભુવન લોક

॥ ગુરૂને બોલડીયે ॥ ૧ ॥ ઉઠી સવારે પ્રભુ નમે રે, કરે નવકારસી સાર રે ॥ સોલ શણુગાર સજી કરીને, આવે ગુરૂ દરબાર ॥ ગુ૦ ॥ ૨ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઈ કરીને, વાંદી બેસે ઠાય રે ॥ ઉઠ હાથ અલગી રહીને, ગહૂંલી પૂરવા જાય ॥ ગુ૦ ॥ ૩ ॥ ચિહું ગતિ દુઃખ નિવારવા રે, મહામંગલ ઉચ્ચાર રે ॥ આઠ મંગલમાંહે વડો ને, સાથીયો કીજે ઉદાર ॥ ગુ૦ ॥ ૪ ॥ વધાવે ગુરૂરાયને રે, પછે કરે પચ્ચપખ્ખાણ રે ॥ લૂંછણીયાં લટકે કરે ને ભાવ ભક્તિ મન આણ ॥ ગુ૦ ॥ ૫ ॥ આગમ અર્થને ધારતી રે. કરતી વિનય વિશેષ રે ॥ એમ આતમને તારતી રે, સૌભાગ્યલક્ષ્મી સુવિશેષ ॥ ગુ૦ ॥ ૬ ॥

## ગહૂંલી ૪૦ મી.

રૂડી રે રાજગૃહી ઉદ્યાને, પંચસયા મુનિમાન હો ॥ સ્વામિ ॥ આવીયા ગુરૂ ગોયમ સ્વામી ॥ વનપાલે જઈ રાય વધાવ્યા, હર્ષ વધામણી લાયા હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૧ ॥ આવ્યા વીરતણા આદેશી, કઈયે કેવા કેશી હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ શ્રેણિક અંતેઉર સહુ તે-ડી, જીત નગારાં ગેડી હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૨ ॥ ચેડા રાયતણી તસ બેટી, ચેલણા ગુણમણિ પેટી હો

॥ ::વા૦ ॥ આ૦ ॥ શ્રેણિયે રાયતણી પટરાણી, વીરે આપ વખાણી હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૩ ॥ સાથીયડો કીધો લટકાળો, મંગલ રંગ રસાળ હો ॥ સ્વા૦ ॥ ॥ આ૦ ॥ લળી લળી ગુરૂજીને લૂંછણાં કરતી, કીર્ત્તિનાં દાનજ દેતી હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૪ ॥ દેશના સાંભળી આનંદ પામી, ધર્મ યથોચિત રાખ્યો હો ॥ ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ઉપકારી ગુરૂના ગુણ ગાતી, સમકિત રતનને ચહાતી હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૫ ॥ શ્રી પાળતણીપરે તરસે, શિવરમણી સુખ વરસે હો ॥ ॥ સ્વા૦ ॥ આ૦ ॥ જે કોઈ ગહુલી એણીપરે કરશે મુક્તિતણાં સુખ વરશે હો ॥ સ્વા૦ ॥ આ૦ ॥ ૬ ॥

## ગહુંલી ૪૧ મી.

સોહમ સ્વામી પરંપરા ॥ સુખકારી રે સાહેબ જી ॥ મુનિગુણ રત્ન ભંડાર રે ॥ વાલો મારો એહી રે સાહેબ જી ॥ સૂરિ છત્રીશ ગુણે શોભતા ॥ સુ૦ ॥ ધરતા મહાવ્રત સાર રે ॥ વાલો૦ ॥ ૧ ॥ પંચેંદ્રિય સંવરપણે ॥ સુ૦ ॥ નવવિધ બ્રહ્મચર્ય ધાર રે ॥ વા૦ ॥ પંચાચારજ પાળતા ॥ સુ૦ ॥ ટાળે ક્રોધાદિક ચાર રે ॥ વા૦ ॥ ૨ ॥ સમિતિ ગુપ્તિ નિજશુદ્ધતા ॥ સુ૦ ॥ ષટકાયિક

પ્રતિપાલ રે ॥ વા૦ ॥ એહવા ગુરૂપદ સેવીયે ॥ સુ૦ ॥ પામીયે મંગલમાળ રે ॥ વા૦ ॥ ૩ ॥ વિહાર કરંતા આવીયા ॥ સુ૦ ॥ મુંબઇ બંદર મઝાર રે ॥ વા૦ ॥ સંઘ સકલ અતિ ભાવશું ॥ સુ૦ ॥ સેવા કરે નર નાર રે ॥ વા૦ ॥ ૪ ॥ અચલ ગચ્છપતિ દીપતા ॥ સુ૦ ॥ રત્નસાગર સૂરિરાય રે ॥ વા૦ ॥ પ્રેમચંદ કહે પ્રણમતાં ॥ સુ૦ ॥ સંઘને કલ્યાણ થાય રે ॥ વા૦ ॥ ૫ ॥

## ગહુંલી ૪૨ મી.

આવો હરિ લાસરીયા વાલા.—એ દેશી.

ચાલો સખિ વંદનને જઇયે, વંદીને પાવન તો થઇયે ॥ ચાલો૦ ॥ એ આંકણી ॥ માતા ત્રિસલાયા જાયા, ધર્મધુરં કહેવાયા, ગુણશીલ વનમાંહે આયા ॥ ॥ ચાલો૦ ॥ ૧ ॥ શોભા શી વરણવું બહેની, ત્રિભુવનમાં કીર્ત્તિ જેહની, બલિહારી જાઉં હું એહની ॥ ॥ ચાલો૦ ॥ ૨ ॥ છાજે કેવલ ઠકુરાઇ, સાહિ અનંત ગુણ પાઇ, ગણધર આગમમાં ગાઇ ॥ ચાલો૦ ॥ ૩ ॥ સુરકોડી સેવા કરતા, ઓગણીશ અતિશય અનુસરતા ભાવે ભવસાગર તરતા ॥ ચાલો૦ ॥ ૪ ॥ ચૌદ હજાર મુનિ સંગે, ધારક ચરણ કરણ રંગે, શીલ સન્નાહ ધ-

ર્યાં અંગે ॥ ચાલો૦ ॥ ૫ ॥ શ્રેણિક ચેલણા સહુ આવે મુક્તાફળ ભરીને લાવે, મંગલ આઠ કરી ગાવે ॥ ચા૦ ॥ ૬ ॥ ગાતાં દુઃખ દોહગ ભાંજે, મંગલ મહિમંગલ કાજે, ઇમ કહ્યા દીપ કવિરાજે ॥ ચાલો૦ ॥ ૭ ॥

## ગહુંલી ૪૩ મી.

વાડીના ભમરા, દ્રાખ મીઠી રે ચાંપાનેરની.—એ દેશી.

જીરે કામની કહે સુણો કંથ જી, જીરે ફળિયા મનોરથ આજ રે ॥ નણુંદીના વીરા ગણધર આવ્યા છે ચાલો વાંદવા ॥ જીરે ભવોદધિ પાર ઉતારવા, જીરે તારણ તરણ ઝહાર રે ॥ ન૦ ॥ ૧ ॥ જીરે ગુણશૈલ્ય ચૈત્ય સમોસર્યા, જીરે વીરતણા છે પટાધાર રે ॥ ન૦ ॥ જીરે પાંચશે મુનિ પરિવાર છે, જીરે તીરથના અવતાર રે ॥ ન૦ ॥ ૨ ॥ જીરે કંચન કામિની પરિહર્યા, જીરે પ્રગટ્યા છે ગુણ વીતરાગ રે ॥ ન૦ ॥ જીરે પરિસહની ફોજને જીતવા, જીરે કર ધરી ઉપશમ ખડગ રે ॥ ન૦ ॥ ૩ ॥ જીરે પ્રવચન માતાને પાળતા, જીરે સમિતિ ગુપ્તિ ધરનાર ને ॥ ન૦ ॥ જીરે મેરૂગિરિ સમ મોટકા, જીરે પંચમહાવ્રત ભાર રે ॥ ન૦ ॥ ૪ ॥ જીરે સુરપતિ નરપતિ હને, જીરે દોય કર જોડી હજુર રે ॥ ન૦ ॥

જીરે અમૃતસમી ગુરૂની દેશના, જીરે પાપપડલ હોયે દૂર રે ॥ ન૦ ॥ ૫ ॥ જીરે કામિની વયણુ રે મીઠડાં, જીરે વાંધા છે ગુરૂ ગણધાર રે । ન૦ ॥ જીરે ગુરૂમુખથી સુણી દેશના, જીરે આનંદ અંગ અપાર રે ॥ ન૦ ॥ ॥ ૬ ॥ જીરે મુક્તા ને રયણે વધાવતી, જીરે ગહુંલી ચિત્ત રસાળ રે ॥ ન૦ ॥ જીરે નિજભવ સુકૃત સંભારતી, જીરે જેહના છે ભાવ વિશાળ રે ॥ ન૦ ॥ ૭ ॥ જીરે દીપવિજય કવિરાજ જી, જીરે પૃથ્વીનંદન બલિહાર રે ॥ ન૦ ॥ જીરે ગૌતમ ગણધર પૂજ્ય જી, જીરે વીરશાસન શણગાર રે ॥ ન૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૪૩ ॥

## ગહુંલી ૪૪ મી.

પ્રભુજી વીર જિણંદને વંદિયે—એ દેશી.

સુરિજન વિચરંતા વસુધા તળે, રાજગૃહી ઉદ્યાન હે, અલબેલી હેલી ॥ સુરિજન સુર નર કોડીશું પરવર્યા, જ્ઞાતનંદન ભગવાન હે, અલબેલી હેલી ॥ સુરિજન, શાસન નાયક વંદીયે ॥ ૧ ॥ એ આંકણી ॥ સુરિજન તેજે તરણિ પરે ઝીંપતા, સમતાયે શારદ ચંદ હે, અલબેલી હેલી ॥ સુરિજન ગોપથકી શુભામને, થિરતાયે મેરૂ ગિરિંદ હે, અલબેલી હેલી ॥ સુ૦

॥ શા૦ ॥ ૨ ॥ સુરિજન યોગાસન ધારી ઘણા, શમતાધર મુનિસંગ હે, અલબેલી હેલી ॥ સુરિજન જ્ઞાન ગજે કોઈ ગાજતા, રાજતા ધ્યાન તુરંગ હે, અલબેલી હેલી ॥ સુ૦ ॥ શા૦ ॥ ૩ ॥ સુરિજન પાતિહાર્ય વર આઠશું, સેવિત સુર સુલતાન હે, અલબેલી હેલી ॥ સુરિજન ગુણશીલ ચૈત્યમાં ભવિકને, દે ઉપદેશનું દાન હે, અલબેલી હેલી ॥ સુ૦ ॥ શા૦ ॥ ૪ ॥ સુરિજન નંદાવતી નંદોત્તરા. શોલ સજી શણગાર હે, અલબેલી હેલી ॥ સુરિજન કુંકુમ અક્ષત ફળ લઈ, શ્રેણિકની ઘર નારી હે, અલબેલી હેલી ॥ સુ૦ ॥ શા૦ ॥ ॥ ૫ ॥ સુરિજન સુંદરી પૂરે સાથીયો, પ્રણમી વધાવે જિણંદ હે, અલબેલી હેલી ॥ સુરિજન અરિહા મુખ અવલોકીને, પામે પરમાનંદ હે, અલબેલી હેલી ॥ ॥ સુ૦ ॥ શા૦ ॥ ૬ ॥ સુરિજન ફીજે ઉંચી એમ સાચવી, શાસન ભક્તિ વિશાળ હે, અલબેલી હેલી ॥ સુરિજન પ્રભુની વાણી અમૃત સમી અછે, રંગે સુણીયે રસાલ હે, અલબેલી હેળી ॥ સુ૦ ॥ શા૦ ॥ ૭॥

# ગહુંલી ૪૫ મી.

મુજ ગોવાળણી, ગોરસડાવાળી રે ઉભી રહેને.—એ દેશી.

સુણ સાહેલી, જંગમ તીરથ જોવા ઉભી રહે ને ॥ મુનિ મુખ જોતાં, મન ઉલ્લસે તન વિકશે આપણ બેને ॥ એ આંકણી ॥ થાવર તીરથ દુર્ગતિ વારે, પણ ઘર મેલી જઇયે જ્યારે, વિધિયોગે ધ્યાન ધરે ત્યારે, શંસાર સમુદ્રથકી તારે ॥ સુણ૦ ॥ ૧ ॥ જંગમ મુનિ મારગમાં ફરતા, સંયમ આચરણા આચરતા, જગ જીવ ઉપર કરૂણા ધરતા, પુણ્યશાળી ઘર પાવન કરતા ॥સુણ૦ ॥ ૨ ॥ અનાચીરણ બાવન પરિહરતા, બોલે દશવૈકાલિક કરતા, ગણિ પેટી બહુ શ્રુતની ધરતા, મુખચંદ્રથકી અમૃત ઝરતા ॥ સુણ૦ ॥ ૩ ॥ વર જ્ઞાન ધ્યાન હય ગય વરિયા, તપ જપ ચરણાદિક પરિકિરિયા, વિરતિ પટરાણીશું દરીયા, મુનિરાજ સવાઇ કેશરીયા ॥ સુણ૦ ॥ ૪ ॥ સુવિહિત ગીતારથ ગુરૂ આગે, વિધિયોગે વંદે ગુણરાગે, કર કંકણ પગ ઝાંઝર વાગે, ગહુંલી કરતાં અનુભવ જાગે ॥ સુણ૦ ॥ ॥ ૫ ॥ કુંકાવટીયે કેશર લેતી, કરી સ્વસ્તિક પાતકડાં ધોતી, વધાવતી ઉજ્જવલ મોતી, વળતી લલની

ગુરૂમુખ જોતી ॥ સુણ૦ ॥ ૬ ॥ કલકંઠવતી મધુરા ગાવે ગુણવંતી તિહાં ગહુંલી ગાવે, આ ભવ સૌભાગ્યપણું પાવે, શુભવીર વચન હૈયડે ભાવે ॥ સુ૦ ॥૭॥

॥ અથ અગીયાર ગણધરની ॥

## ગહુલી ૪૬ મી.

જનક રાયને રે માંડવે.—એ દેશી.

પહેલા ગોયમ ગણધર, ઈંદ્રભૂતિ જેહનું છે નામ ॥ અગ્નિભૂતિ વખાણીયે, બીજો પ્રભુ ગુણ ધામ ॥ ગણધર શોભા હું શી કહું ॥ એ આંકણી ॥ ૧ ॥ વાયુભૂતિ ત્રીજા વજીર છે, ગૌતમ ગોત્ર ભગવંત ॥ ચોથા વ્યક્તજી જાણીયે, કીધા ભવના રે અંત ॥ ગણ૦ ॥ ૨ ॥ સ્વામી સુધર્મા છે પાંચમા, મંડિત છઠ્ઠા ગણધાર ॥ મોરિય પુત્ર છે સાતમા, સહુ એ જગના આધાર ॥ ગણ૦ ॥ ૩ ॥ અકંપિતજી છે રે આઠમા, અચલજી નવમા રે જાણ ॥ મેતારજ જગ પૂજ્ય જી રે, ગણપતિ દશમા વખાણ ॥ ગણ૦ ॥ ૪ ॥ સ્વામી પ્રભાસજી વંદીયે, એકાદશમા ગણધાર ॥ ગણધર ગચ્છપતિ ગણપતિ, તીરથના અવતાર ॥ દ દશાંગી ધરનાર, સહુ મુનિમા શિરદાર, પામ્યા ભવના રે પાર.

નામે જય જયકાર, વંદો વાર હજાર ॥ ગણુ૦ ॥ ૫ ॥ આણા લેઇ પ્રભુ વીરની, સહુજનને સુખદાય ॥ ગુણુ શીક્ષા ચૈત્ય પધારીયા, શ્રેણિક વંદન આય ॥ અમૃત વાણી સવાય, નિસુણી હર્ષ ન માય, સુણતાં મનડાં લોભાય ॥ ગણુ૦ ॥ ૬ ॥ ચેલણા પૂરે રે ગહુંઅલી, સહીયર ગાવે છે ગીત ॥ દીપવિજય કવિરાજની, એ જિન શાસન રીત ॥ ગણુ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૪૬ ॥

## ગહુંલી ૪૭ મી.

ગચ્છરાયા રે.—એ દેશી.

ચિત્ત સમરૂં સરસતિ માય રે, વળી વંદું સદ્ગુરૂ પાય રે, હું તો ગાઇશ તપગચ્છ રાય રે ॥ ગચ્છ રાયા રે ॥ ૧ ॥ છત્રીશ ગુણે ગુરૂ રાજે રે, ગૌતમ ગણધર પટ છાજે રે, ગુરૂ પંચાચાર દીવાજે રે ॥ ગ૦ ॥ ૨ ॥ ગુરૂ સારણ વારણ દાતા રે, જિનરાજ સદા મન ધ્યાતા રે, ગુરૂ સંયમ ધર્મમે રાતા રે ॥ ગ૦ ॥ ૩ ॥ ગુરૂ પંચ મહાવ્રત પાળે રે, ગુરૂ આતમ તત્ત્વ સંભાળે રે, ગુરૂ જિનશાસન અજુઆળે રે ॥ ગ૦ ॥ ૪ ॥ જેણે જ્ઞાનની દ્રષ્ટિ નિહાળી રે, ગુરૂદેશના દે લટકાળી રે, ગુરૂ પ્રતપે કોડિ દીવાળી રે ॥ ગ૦ ॥ ૫ ॥ ગુરૂ મધુરે વચને

વરસે રે, ભવ્યજીવતણા મન હરસે રે, ગુરૂ ગુણ સુ-
ણવા મન તરસે રે ॥ ગ૦ ॥ ૬ ॥ કરો ગહુંલી ગચ્છ-
પતિ આગે રે, વધાવો ગુરૂ મહાભાગે રે, ગાઓ મંગલ
મધુરે રાગે રે ॥ ગ૦ ॥ ૭ ॥ ગુરૂ ધન્ય આણંદિ બાઇ
જાયા રે, સાહેબ રાજકુલમાં સવાયા રે, શ્રી વિજયલ-
ક્ષ્મી સૂરિરાયા રે ॥ ગ૦ ॥ ૮ ॥ ગુરૂ પ્રેમ પદારથ પાયા
રે, જેણે ધર્મના પંથ બતાયા રે, એમ દીપવિજય ગુણ
ગાયા રે ॥ ગ૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૪૭ ॥

॥ અથ કેસીકુમારની ॥

# ગહુંલી ૪૮ મી.

જીરે વર વરઘોડે સંચર્યો, જીરે બિહું પાસે ચમર
વીંજાય, જીયા વરની ઘોડલી.—એ દેશી.

જીરે કુંકુમ છડા દેવરાવીયે, જીરે મોતીના ચોક
પૂરાવો ॥ વધાઈ વધાઈ છે ॥ જીરે ઘર ઘર ગૂડી રે સજ
કરો, જીરે સોહાગણ મંગલ ગાવો ॥ વધાઇ વધાઇ છે
॥ ૧ ॥ જીરે આજ વધાઇના કોડ છે, જીરે સેતંબી
નયરી મઝાર ॥ વધા૦ ॥ જીરે પાસ પ્રભુજીના પટધરૂ,
જીરે આવ્યા છે કેશી કુમાર ॥ વધા૦ ॥ ૨ ॥ જીરે પાં-
ચશેં મુનિ પરિવાર છે, જીરે જીવદયા પ્રતિપાળ ॥

॥ વધા૦ ॥ જીરે દુક્કર પરિસહ ઝીપતા, જીરે જગજ-સકાર પ્રનાલ ॥ વધા૦ ॥ ૩ ॥ જીરે છડ્યા છે મોહ સંસારના, જીરે વ્રતધારી સંયમધાર ॥ વધા૦ ॥ જીરે ચરણ કરણની સિત્તરી, જીરે સેવા લહે ભવ તાર ॥ ॥ વધા૦ ॥ ૪ ॥ જીરે તપીયા છે કેઈ મુનિરાજ જી, જીરે ત્યાગી છે કેઇ મુનિરાજ ॥ વધા૦ ॥ જીરે મુનિ મુનિ ગુણઠાણે વરતતા. જીરે શિવવધૂ વરવાને કાજ ॥ વધા૦ ॥ ૫ ॥ જીરે નૃપ પરદેશી રે હરખિયા, જીરે પહોતા છે વંદન કાજ ॥ વધા૦ ॥ જીરે ગુરૂ ઉપકાર સંભારતો, જીરે પુજ્ય છે ગરીબ નીવાજ ॥ વધા૦ ॥ ॥ ૬ ॥ જીરે નૃપપટરાણી ગહુંઅલી, જીરે પુરે છે પુ-જ્ય હજુર ॥ વધા૦ ॥ જીરે દીપવિજય કવિરાજને, જીરે વંદો ઉગમતે સૂર ॥ વધા૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૪૮ ॥

## ગહુંલી ૪૯ મી.

### દેશી ઉપરની.

જીરે સૂર ઉગમતી ગહુંઅલી, જીરે ગુરૂ આગળ શ્રીકાર ॥ મનોહર ગહુંઅલી ॥ જીરે સહી રે સમાણી સંચરી, જીરે પુંઠે બહુ પરિવાર ॥ મ૦ ॥ ૧ ॥ જીરે ચાલો રે સહીયો ઉતાવળી, જીરે હૈયડે હર્ષ ન માય ॥

॥ મ૦ ॥ જીરે સમકેતને અજુવાળવા, જીરે વંદીયે શ્રી ગુરૂરાય ॥ મ૦ ॥ ૨ ॥ જીરે સરખા સરખી સુંદરી, જીરે ટોળે મળી ગહ ઘાટ ॥ મ૦ ॥ જીરે આછા થાળુ ઓઢણી, જીરે ઉપર નવરંગ ઘાટ ॥ મ૦ ॥ ૩ ॥ જીરે ભાવે સહગુરૂ ભેટવા, જીરે સહુ મળીને સાથ ॥ મ૦ ॥ જીરે ઉલટે આવ્યા આપ્યા સહિ, જીરે શોવનથાળી હાથ ॥ મ૦ ॥ ૪ ॥ જીરે હીરે જડિત કુંકાવટી, જીરે માંહે કપૂર બરાસ ॥ મ૦ ॥ જીરે માંહે મૃગમદ મહ-મહે, જીરે કેસર ચંદન ખાસ ॥ મ૦ ॥ ૫ ॥ જીરે ચ-તુરા ચાલી ચમકતી, જીરે ઠમકેશું ઠવતી પાય ॥મ૦॥ જીરે ચરણે નેઉર રણુઝણે, જીરે માનિની માને ગાય ॥ મ૦ ॥ ૬ ॥ જીરે પાય વીંછુઆ વાજણાં, જીરે ઝાંઝ-રના રમઝોલ ॥ મ૦ ॥ જીરે પ્રેમેશું ગહૂંઅલી કરી, જીરે નવખંડી રંગરોલ ॥ મ૦ ॥ ૭ ॥ જીરે પૂરી સોહા-ગણુ સાથીયો, જીરે મોતીડે મનરંગ ॥ મ૦ ॥ જીરે ભુંગળ ભેરી ભણહણે, જીરે વાજે ઢોલ મૃદંગ ॥ મ૦ ॥ ॥ ૮ ॥ જીરે ત્રણ ખમાસમણ દેઈને, જીરે વંદે સહુ નર નાર । મ૦ ॥ જીરે સંઘ મળ્યો સહુ સામટા, જીરે ઉ-ત્સવનો નહીં પાર ॥ મ૦ ॥ ૯ ॥ જીરે સહગુરૂ દીયે

તિહાં દેશના, જીરે વાંચી સૂત્ર વિચાર ॥ મ૦ ॥ જીરે જલધરની પેરે ગાજતા, જીરે વરસતા અમૃતધાર ॥ ॥ મ૦ ॥ ૧૦ ॥ જીરે મીઠી રે મીઠી મીઠડી, જીરે મીઠી સાકર દ્રાખ ॥ મ૦ ॥ જીરે તેહ થકી પણ મીઠડી, જીરે મીઠી મ્હારા ગુરૂજીની ભાખ ॥ મ૦ ॥ ૧૧ ॥ જીરેએક ચિત્તે જે સાંભળે, જીરે પામે તે ભવપાર ॥ મ૦ ॥ જીરે નિત્ય નિત્ય રંગ વધામણાં, જીરે સુખ પામે સંસાર ॥ ॥ મ૦ ॥ ૧૨ ॥ જીરે હીરરતન સૂરિ રાજીયા, જીરે તપ ગચ્છકેરા રાઓ ॥ મ૦ ॥ જીરે અમે અમારા ગુરૂજીને ગાયશું, જીરે ન ગમે તે ઉઠીને જાઓ ॥ મ૦ ॥ ૧૩ ॥ જીરે દાન શીયલ તપ ભાવના, ખરે જે સુણે એ જિન-વાણી ॥ મ૦ ॥ ખરે ઉદયરતન મુનિ એમ કહે, જીરે તે લહે કોડિ કલ્યાણ ॥ મ૦ ॥ ૧૪ ॥ ઇતિ ॥ ૪૯ ॥

## ગહુંલી ૫૦ મી.

ગરબાની દેશી.

બેની રાજગૃહી ઉદ્યાન કે, વીર પ્રભુ આવીયા રે લોલ ॥ બેની સમવરણ મંડાણ, રચે સુરવર તિહાં રે લોલ ॥ બેની ચાર નિકાયના દેવ, મળી તિહાં આ-વિયા રે લોલ ॥ બેની પરખદા બેઠી બાર, સુણે પ્રભુ

દેશના રે લોલ ॥ ૧ ॥ બેની સોહમ ગણધર મુનિરાય કે, નર નારી મળી રે લોલ ॥ બેની ચૌદ સહસ પરિવાર કે, આવી પરવર્યા રે લોલ ॥ બેની શ્રેણિકરાય પ્રમુખ, વંદન મન ભાવિયા રે લોલ ॥ બેની રાણી ચેલણા નાર, ભરિ થાળ વધાવીયા રે લોલ ॥ ૨ ॥ બેની ગુરૂમુખ જોતી સાર કે, મનમાં ગહ ગહે રે લોલ ॥ બેની સહિયરો મળી મંગળ ગાય કે, વાજે દુંદુભિ રે લોલ ॥ બેની સમકિત ધરતી સાર કે, પ્રભુ ગુણ આલવે રે લોલ ॥ બેની સૂત્ર સુણે મનભાવ કે, અરથ ને ધારતી રે લોલ ॥ ૩ ॥ બેની પ્રભુવંદન સુપસાય કે, ચિહું ગતિ ચૂરતી રે લોલ ॥ બેની સોહમ ગણધર પાટ, પરંપર શોભતી રે લોલ ॥ બેની ચંદ્રોદયરત્ન ગણધાર કે, લવણપુર રાજતારે લોલ ॥ બેની ચઉવિધ સંઘ સુપસાય કે, માંહે ગાજતા રે લોલ ॥ ૪ ॥ બેની ધર્મોપદેશ સુણાય, મિથ્યાત્વને વારતા રે લોલ ॥ બેની શાંતિચરિત્ર કહેવાય કે, ભવિને તારતા રે લોલ ॥ બેની ગહુંલી કરતી જોય કે, લળિ લળિ લૂંછણાં રે લોલ ॥ બેની સામાયિક પોસહ સમુદાય, કરે વળી પૂછણાં રે લોલ ॥ ૫ ॥ બેની સ્થાનક તપ આરાધે, મન

અતિ ભાવશું રે લોલ ॥ બેની વળી રોહણી તપ અતિ ભાવ કે, પાળે પ્રેમશું રે લોલ ॥ બેની સમેતશિખર ગિરિ ભેટણ, અલજો છે ઘણું રે લોલ ॥ બેની પુણ્ય પસાયે તેહ, મનોરથ સર્વે ફળ્યા રે લોલ ॥ ૬ ॥ બેની સંવત ઓગણીશે વીશમાં, કારજ સાધીયાં રે લોલ ॥ બેની ચૈત્ર શુદિ તેરશને, ભામે વાંદીયા રે લોલ ॥ બેની કહે કવિયણ કર જોડ, કરી એક વિનતિ રે લોલ ॥ બેની ચંદ્રોદય રત્નસૂરિંદને, નિત્ય નિત્ય વંદતી રે લોલ ॥ ૭ ॥

## ગહુંલી ૫૧ મી.

(ગરબાની દેશીમાં.)

બેની ગુરૂ ગચ્છપતિ ગુરૂરાજ કે, ગૌતમ જાણીયે રે ॥ લો૦ ॥ બેની મુનિ મંડલ મહારાજ કે, મનધર આણીયે રે ॥ લો૦ ॥ ૧ ॥ બેની શાસનના સુલતાન, વજીર શ્રી વીરના રે ॥ લો૦ ॥ બેની લબ્ધિવંત નિધાન, કે શ્રીગુણ હીરના રે ॥ લો૦ ॥ ૨ ॥ બેની મગધ દેશ મઝાર કે, ગોવરગામ છે રે ॥ લો૦ ॥ બેની વસુભૂતિ પૃથિવી નાર કે, માતા નામ છે રે ॥ લો૦ ॥ ૩ ॥ બેની સોવનવાન સમાન, શરીર સુકોમલાં રે ॥ લો૦ ॥

બેની લોચન યુગલ પ્રધાન કે, કર ક્રમ કોમલા રે ॥
॥ લો૦ ॥ ૪ ॥ બેની જ્ઞાન રયણુ ભંડાર, સિદ્ધાંતના
સાગરૂ રે ॥ લો૦ ॥ બેની મહાવ્રત જસ મનોહાર, મ-
હિમા ગુણુઆગરૂ રે ॥ લો૦ ॥ ૫ ॥ બેની નહીં પ્રતિ-
બંધ વિહાર, નહીં ઇહા કશી રે ॥ લો૦ ॥ બેની સકલ
જંતુ હિતકાર, દયા જસ મન વશી રે ॥ લો૦ ॥ ૬ ॥
બેની નયરી ચંપા ઉપવન્ન કે, પૂજ્ય પધારીયા રે ॥
॥ લો૦ ॥ બેની શ્રેણિકસુત ધનધન્ય કે, વંદન પધા-
રિયા રે ॥ લો૦ ॥ ૭ ॥ બેની દેશના દીયે ગુરૂ રાય,
ભવિક પ્રતિબોધતા રે ॥ લો૦ ॥ બેની પ્રહ ઉઠી પ્રણ-
મું પાય, સમિતિ પંચ શોધતા રે ॥ લો૦ ॥ ૮ ॥ બેની
કોણિક ભૂપતિ નાર કે, ગહૂંલી લાવતી રે ॥ લો૦ ॥
બેની સ્વસ્તિક પૂરતિ ખાસ કે, મોતીયે વધાવતી રે ॥
॥ લો૦ ॥ ૯ ॥ બેની કામિની કોકિલવાણિ કે, ગુરૂ
ગુણુ ગાવતી રે ॥ લો૦ ॥ બેની સૌભાગ્ય લક્ષ્મી સુખ
ખાણુ કે, સદા સુખ પાવતી રે ॥ લો૦ ॥ બેની ગુરૂ
ગચ્છપતિ ગુરૂરાજ કે, ગૌતમ જાણીયે રે ॥ લો૦ ॥૧૦॥

## ગહુંલી ૫૨ મી.

ગરબાની દેશી.

એની અપાપા નયરી ઉદ્યાન કે, વાજાં વાગિયાં રે લોલ । એની દેવવાજિંત્ર અનેક કે, ઘનાઘન ગાજીયાં રે લોલ ॥ ૧ ॥ એની ઇંદ્રભૂત્યાદિ અગ્યાર કે, બ્રાહ્મણ દીપતા રે લોલ ॥ એની વેદવાદના જાણ કે, બહુ વાદ જીપતા રે લોલ ॥ ૨ ॥ એની સંશય છે અતિ ગુઢ, મિથ્યામતિ પૂરિયા રે લોલ ॥ એની શ્રીજિન અમૃત વાણી કે, સુણિ સુખ પામીયા રે લોલ ॥ ૩ ॥ એની છાંડી સકલ જંજાળ કે, હુવા વ્રત ભાવિયા રે લોલ ॥ એની ઇંદ્રસભાનો થાળ, કેવા જશ આવિયા રે લોલ ॥ ૪ ॥ એની અરિહા એ આચાર કે, તીરથ સ્થાપિયા રે લોલ ॥ એની લાવો ગહૂંલી ગેલ કે, હરખે વધાવિયા રે લોલ ॥ ૫ ॥ એની વધાવો શ્રી જિનરાજ, કરો નિત્ય ભામણાં રે લોલ ॥ એની ગાઓ મંગલ ગીત કે, લીજે વારણાં રે લોલ ॥૬॥એની બાંધો તોરણ બાર કે, સુરતરૂ માલિકારે લોલ ॥ એની ગાવો મંગલ ગીત કે, મળી બહુ બાળિકા રે લોલ ॥ ૭ ॥ એની ગૌતમ કેવળજ્ઞાન કે, સોહમ ગચ્છધણી રે લોલ ॥ એની આપી

જંબુને પાટ કે. પહોતા શિવરમણિ રે લોલ ॥ ૮ ॥ એની કરતાં એહનું ધ્યાન કે, લહીયે જશ ઘણા રે લોલ ॥ એની વિબુધ કહે શ્રી વીરને, સહુ જય જય ભણો રે લોલ ॥ ૯ ॥ ઇતિ ॥ ૫૨ ॥

## ગહુંલી ૫૩ મી.

મુનિ પંચમ ગણધર વીરના રે ॥ મુનિ વંદીયે ॥ સાથે પાંચશેં મુનિ ગુણ ધામ રે ॥ સુરૂ વંદીયે ॥ રાજગૃહી ઉદ્યાનમાં રે ॥ મુ૦ ॥ ગુરૂ સમવસર્યા શુભ ઠામ રે ॥ ગુ૦ ॥ ૧ ॥ પંચ મહાવ્રત પાળતા રે ॥ મુ૦ ॥ દશ વિધ સંયતિનો ધર્મ રે ॥ ગુ૦ ॥ સંયમ સત્તર પ્રકારથી રે ॥ મુ૦ ॥ લહી પાળે તેહનો મર્મ રે ॥ ગુ૦ ॥ ॥ ૨ ॥ દશ પ્રકાર વિનય ભલો રે ॥ મુ૦ ॥ બ્રહ્મચર્ય નવવાડે યુત્ત રે ॥ ગુ૦ ॥ રત્નત્રયિ આરાધતા રે ॥ મુ૦ ॥ બાર ભેદે તપમાં રત્ત રે ॥ ગુ૦ ॥ ૩ ॥ ક્રોધ માન માયા લોભને રે ॥ મુ૦ ॥ ઝીંપતા કરે ઉગ્ર વિહાર રે ॥ ગુ૦ ॥ ચરણસિત્તરી પાળતા રે ॥ મુ૦ ॥ તિમ કરણસિત્તરી સાર રે ॥ ગુ૦ ॥ ૪ ॥ વંદન હેતે આવિયા રે ॥ મુ૦ ॥ રાય શ્રેણિક બહુ પરિવાર રે ॥ ગુ૦ ॥ ચેલણા લાવે ગહૂંઅલી રે ॥ મુ૦ ॥ ધાટ શીલ પહેરી મનો-

હાર રે ॥ ગુ૦ ॥ ૫ ॥ આભૂષણ સત્ય વચનનાં રે ॥મુ૦ ॥ કરે સ્વસ્તિક વિનય પ્રધાન રે ॥ ગુ૦ ॥ શ્રદ્ધા અ-ક્ષત થાપતી રે ॥ મુ૦ ॥ કરે લૂંછણાં સુપ્રણીધાન રે ॥ ॥ ગુ૦ ॥ ૬ ॥ દેશના સાંભળે હર્ષશું રે ॥ મુ૦ ॥ કહે ધન ધન તુમ ગુરૂજ્ઞાન રે ॥ ગુ૦ ॥ ઉત્તમ ગુરૂપદ પદ્મ-ની રે ॥ મુ૦ ॥ સેવા કરતાં લહે શિવઠાણ રે ॥ગુ૦॥૭॥

## ગહુંલી ૫૪ મી.

તમે પીતાંબર પહેર્યાંજી, મુખને મરકલડે.—એ દેશી.

ચેલ્લણા લાવે ગહુંલી ॥ ગુરૂ એ રૂડા ॥ શ્રેણિક નૃપ ઘરનાર ॥ સજની એ રૂડા ॥ સોહમ સ્વામી સમોસર્યા ॥ સુ૦ ॥ પ્રભુ પંચમ ગણધાર ॥ સ૦ ॥ ૧ ॥ છત્રીશ છત્રીશી ગુણે ॥ ગુ૦ ॥ શોભિત પુણ્ય પવિત્ત ॥ સ૦ ॥ આગમવયણ સુધારશે ॥ ગુ૦ ॥ વરશી ઠારે ચિત્ત ॥ ॥ સ૦ ॥ ૨ ॥ પડિરૂવાદિક ચૌદ છે ॥ ગુ૦ ॥ ખાંત્યા-દિક દશ ધર્મ ॥ સ૦ ॥ બારહ ભાવના ભાવિયા ॥ ગુ૦ એહ છત્રીશી મર્મ ॥ સ૦ ॥ ૩ ॥ દંસણ નાણ ચરણ તણા ॥ ગુ૦ ॥ તપ આચારે યુક્ત ॥ સ૦ ॥ ક્રોધાદિક ચિહું પરિહરે ॥ ગુ૦ ॥ પંચેંદ્રિય ત્યાગ પ્રયક્ત ॥ સ૦ ॥ ૪ ॥ નવવિધ તત્ત્વની દેશના ॥ ગુ૦ ॥ નવ કલ્પી

ઉગ્ર વિહાર ॥ સ૦ ॥ નવ નીયાણાં પરહર્યાં ॥ ગુ૦ ॥ નવ વાડે વ્રત ધાર ॥ સ૦ ॥ ૫ ॥ આતમ બાજોઠ ઉ-પરે ॥ ગુ૦ ॥ સમકેત સાથિયો પૂર ॥ સ૦ ॥ મૂલ ઉ-ત્તરગુણ ગહૂંઅલી ॥ ગુ૦ ॥ ઉપશમ અક્ષત ભૂર ॥ ॥ સ૦ ॥ ૬ ॥ કોકિલ કંઠે કામિની ॥ ગુ૦ ॥ સોહવ ગાવે ગીત ॥ સ૦ ॥ માણક મોતી લૂછણાં ॥ ગુ૦ ॥ શ્રી જિનશાસન રીત ॥ સ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૫૪ ॥

॥ અથ સમવસરણની ॥

## ગહુંલી ૫૫ મી.

શ્રાવણ વરસે રે સ્વામી.—એ દેશી.

સાંભળ સજની રે મ્હારી, સમવસરણની શોભા સારી ॥ પ્રથમ ગઢ રૂપાનો રાજે, સોવન કોસીસાં તસ છાજે ॥ સાંભળ૦ ॥ ૧ ॥ બીજો કંચનનો ગઢ નિરખો રત્ન કોસીસાં જોઇ જોઇ હરખો ॥ ત્રીજો રત્નતણો ગઢ સોહે, મણિ કોસીસે મનડું મોહે ॥ સાં૦ ॥ ૨ ॥ જુગતે સુરવર રે જડીયાં, વીશ હજાર જેહનાં પાવડીયાં ॥ મધ્યે રત્ન પીઠ મનોહાર, જડિત સિંહાસન સોહે અ-પાર ॥ સાં૦ ॥ ૩ ॥ તખતે રાજે શ્રી વર્દ્ધમાન, જાણે અભિનવ ઉદયો ભાણ ॥ દેવદુંદુભિ નાદે ગાજે, વા-

જિત્ર કોડિ ગમે તિહાં વાજે ॥ સાં૦ ॥ ૪ ॥ સુગંધ પાણી પરિમલ પૂર, વરસે પંચ વરણનાં ફુલ ॥ જાણે વસંતરૂતુ બહુ ફુલી, ભ્રમરા કુસુમ કુસુમ રહ્યા ફુલી ॥ ॥ સાં૦ ॥ ૫ ॥ થૈ થૈ નાચે સુરવધૂ બાલા, ગાવે ગીત સુકંઠ રસાલા ॥ ચિહું દિશિ ચામર રે ઢલકે, મણિમુક્તાફળ તોરણ ઝળકે ॥ સાં૦ ॥ ૬ ॥ શિરપર છત્ર અનોપમ સાર, પુઠે ભામંડળ તેજ અપાર ॥ બેઠી પર્ષદા રે બાર, વાણી વરસે જિમ જલધાર ॥ સાં૦ ॥ ॥ ૭ ॥ રાજા શ્રેણિકની રાણી, નામે ચેલણા ગુણની ખાણી ॥ કુમકુમ ચંદન રે ઘોલી, કરતી ગહુંલી ભામિની ભોળી ॥ સાં૦ ॥ ૮ ॥ લળી લળી નમતી રે ભાવે, મુક્તાફલશું વીરને વધાવે ॥ હસિ હસિ જિનમુખ રે જોતી, જાણે ભવદુઃખડાંને ખોતી ॥ સાં૦ ॥ ૯ ॥ એણીપરે જે કોઇ ગહૂંલી કરશે, પુણ્ય પનોતી ભવજળ તરશે ॥ કીર્ત્તિ ગુરૂની રે ગાવો, માણક શિવ સુખ વેગે પાવો ॥ સાં૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥ ૫૫ ॥

## ગહૂંલી ૫૬ મી.

વર અતિશય કંચન વાને, રાજગૃહી નયરી ઉદ્યાને હો ॥ ધન ધન મુનિરાયા ॥ આવીયા ગુરૂ ગૌતમ

સ્વામી, સુર અસુર નમે શિર નામી હો ॥ ધન૦ ॥૧॥ જ્ઞાનાદિક ગુણ મણિ ભરીયા, ઉપશમ રસ કેરા દરીયા હો ॥ ધન૦ ॥ મુનિ પંચસયા પરિવારે, જે આપ તર્યા પર તારે હો ॥ ધન૦ ॥ ૨ ॥ આવ્યા જાણી ચઉનાણી, શ્રેણિક નરપતિ પટરાણી હો ॥ ધન૦ ॥ ચેલણા નામે ગુણ પેટી, ચેટક મહારાજાની બેટી હો ॥ ધન૦ ॥૩ ॥ આવે ગણધર વાંદવા, શુદ્ધ સમકેત લાભ લહેવા હો ॥ ધન૦ ॥ કરે સ્તુતિ નિત્ય કર જોડી, દુર્દમ મદ આઠ ને મોડી હો ॥ ધન૦ ॥ ૪ ॥ કરે કુંકુમ સ્વસ્તિક મો-તી, વધાવે પુણ્ય પનોતી હો ॥ ધન૦ ॥ કરે લુછણાં ગુરૂમુખ નિરખી, હૈયડામાંહે ઘણું હરખી હો ॥ ધન૦ ॥ ૫ ॥ નિસુણી સદ્ગુરૂની વાણી, મીઠી જે અમિય સ-માણી હો ॥ ધન૦ ॥ કરે નિર્મલ સમકિત કરણી, ધરે પહોતી સમકિત ઘરણી હો ॥ ધન૦ ॥ ૬ ॥ એમ શા-સન સોહ વધારો, કરો ભવિયણ સફલ જન્મારો હો ॥ ધન૦ ॥ ધ્યાવો અવિનાશી ધામ, ઉલસે નિજ આ-તમ રામ હો ॥ ધન૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૫૬ ॥

## ગહુંલી ૫૭ મી.

નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયા.—એ દેશી.

ચંપાનયરી ઉદ્યાનમાં, ગણધર આવીયા ॥ નામે

સોહમ સ્વામી, ભવિકમન ભાવિયા ॥ વિષય પ્રમાદ કષાય, હાસ્યાદિક તજી ॥ રમતા આતમરામ કે, નિજપરીણુતી ભજી ॥ ૧ ॥ નીરાગી ભગવાન, કરે ગુણુ દેસના ॥ ઉપકારી અસમાન કે, તારે ભવિજના ॥ સુણુવા જિનવર વાણુ, તિહાં આવ્યા સહુ ॥ નર ના· રીના થોક કે, હર્ષ મને બહુ ॥ ૨ ॥ વસન આભૂષણુ વત, તણા અંગે ધરે ॥ કોણિક ભૂપતિ નાર, હવે ગ- હુંલી કરે ॥ સમિતિ ગુપ્તિ સહિયરની, સાથે આવતી ॥ આત્મ અસંખ્ય પ્રદેશા, રકેબી લાવતી ॥ ૩ ॥ શ્રદ્ધા કુંકુમ ઘોલી, સ્વસ્તિક કરે ભાવથી ॥ આતમ પીઠની ઉપર, જિનગુણુ ગાવતી ॥ વિનયવતી બહુમાનથી, ઇમ ગહુંલી કરે ॥ અનુભવનાં કરિ લુછણાં આણા તિલક ધરે ॥ ૪ ॥ દ્રવ્યભાવથી એણીપરે, જે ગહુંલી કરે ॥ સમકિતવંતી શ્રાવિકા, ભવસાયર તરે ॥ મણિ ઉદ્યોત ગુરૂરાજના, ગુણ સખી મન ધરો ॥ પામી મનુ- જ અવતાર કે, શંકા નવિ કરો ॥ ઇતિ ॥ ૫૭ ॥

## ગહુંલી ૫૮ મી.

ચરણુ કરણુ ગુણુ આગરૂ રે ॥ ગણુધર ॥ ગિરૂઆ ગૌતમ સ્વામ ॥ સુહાવો ગહુંલી રે ॥ સુરગુરૂ સુરતરૂ

સુરમણિ રે ॥ ગણધર ॥ પ્રગટે જેહને નામ ॥ સુ૦ ॥૧॥ નયરી વિશાલા ઉદ્યાનમાં રે ॥ ગણધર ॥ વર્દ્ધમાન વડ શિષ્ય ॥ સુ૦ ॥ ચૌદ સહસ્ત્ર અણુગારમાં રે ॥ ગ૦ ॥ તિલક સમાન જગીશ ॥ સુ૦ ॥ ૨ ॥ સુરરચિત કજ ઉપરે રે ॥ ગ૦ ॥ બેસી વરસે વયણ ॥ સુ૦ ॥ કનકાચૂલા ચઢયો રે ॥ ગ૦ ॥ પુષ્કર જલધર અયન ॥ સુ૦ ॥ ૩ ॥ રાણી ચેલણારાયની રે ॥ ગ૦ ॥ ઝાલ ઝબૂકે કાન ॥ સુ૦ ॥ સ્વામી વીરજિણંદની રે ॥ ગ૦ ॥ ચતુરા ચંપકવાન ॥ સુ૦ ॥ ૪ ॥ કુંકુમ રયણ કચોલડી રે ॥ ગ૦ ॥ રજત રકેબી હાથ ॥ સુ૦ ॥ મુક્તાફળનો સાથીયો રે ॥ ગ૦ ॥ સાત પાંચ સખી સાથ ॥ સુ૦ ॥ ॥ ૫ ॥ પંચાચાર ઉવારણે રે ॥ ગ૦ ॥ વારૂ પંચ રતન ॥ સુ૦ ॥ જિનશાસન મુનિ દીપતો રે ॥ ગ૦ ॥ કીજે કોડી જતન ॥ સુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૫૮ ॥

## ગહુંલી ૫૯ મી.

આજ હજારી ઢાલો પ્રાહુણો.—એ દેશી.

રાજગૃહી રળીયામણી, જિહાં ગુણશીલચૈત્ય સુઠામ ॥ સાથણ મોરી હે ॥ સહીયર મોરી હે ॥ બેહેનડ મોરી હે ॥ આવો સવાઇ ગુરૂ ભેટવા, કાંઈ મેટવા કર્મ

કડોર ॥ સા૦ ॥ સ૦ ॥ બે૦ ॥ આ૦ ॥ મુનિ ગણતારાં ચંદ જ્યું, આવ્યા ગણધર ગૌતમ સ્વામ ॥ સા૦ ॥ ॥ સ૦ ॥ બે૦ ॥ આ૦ ॥ ૧ ॥ જેહ પંચેંદ્રિય વશ કરે, વળી પાળે પંચાચાર ॥ સા૦ ॥ જેહ પંચ સમિતિ ગુપ્તિ ધારી પરે, વહે પંચ મહાવ્રત ભાર ॥ સા૦ ॥ સ૦ ॥ બે૦ ॥ આ૦ ॥ ૨ ॥ નવ વાડે બ્રહ્મ ધરે સદા, વળી પરિહરે ચાર કષાય ॥ સા૦ ॥ જે લબ્ધિ અઠ્ઠાવીશના ધણી, જયો આઠ પ્રાભાવિક રાય ॥ સા૦ ॥ સ૦ ॥ ॥ બે૦ ॥ આ૦ ॥ ૩ ॥ પહેરણ પીત પટોલડી, ઉપર ઓઢણ નવરંગ ઘાટ ॥ સા૦ ॥ કુંકુમ રોલ સુસાથીયો કરે અક્ષત પૂરી સુચાટ ॥ સા૦ ॥ સ૦ ॥ બે૦ ॥ આ૦ ॥ ૪ ॥ વળી લળી લળી કીજે લુછણાં, લેઇ રજત કનકનાં ફુલ ॥ સા૦ ॥ કરો જિનશાસન પ્રભાવના, વજડાવો મંગળ તૂર ॥ સા૦ ॥ સ૦ ॥ બે૦ ॥આ૦॥૫॥

## ગહુંલી ૬૦ મી.

ગરબાની દેશીમાં.

વાલા રાજગૃહી ઉદ્યાન કે, વીર સમોસર્યાં રે લોલ કે ॥ વાલા મળિયા ચોશઠ ઈંદ્ર કે, બહુ પરિવારશું રે લોલ કે ॥ વા૦ ॥ ૧ ॥ વાલા વધામણી મહારાજની,

શ્રેણિક સાંભળી રે લોલ કે ॥ વાલા શ્રેણિક પુર જન લોક કે, સૌ મળી એકઠાં રે લોલ કે ॥ વા૦ ॥ ૨ ॥ વાલા વંદી બેઠા ભૂપ કે, પ્રભુજી આગળે રે લોલ ॥ વાલા ચેલણા ઘુંઘટ તાણી કે, ઉઠી મન ગહગહી રે લોર કે ॥ વા૦ ॥ ૩ ॥ વાલા સ્વસ્તિય પૂરી પાસ, વધાવે મન રૂલી રે લોલ કે ॥ વાલા લુછણાં કરે વારવાર સોહાગણ સહુ મળી રે લોલ કે ॥ વા૦ ॥ ૪ ॥ વાલા સજી શોલે શણગાર કે, મળી ઘણી બાલિકા રે લોલ કે ॥ વાલા એણીપરે જે જિન આગળ, કરે નિત ગહુંઅલી રે લોલ ॥ વા૦ ॥ ૫ ॥ વાલા જાય સકલ જંજાળ કે, ભવોદધિ દુઃખ હરે રે લોલ કે ॥ વાલા કહે ગૌતમ નિરધાર કે, ચિત્ત ચોખે કરી રે લોલ કે ॥ વા૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૬૦ ॥

॥ અથ પર્યુષણને વિષે કલ્પસૂત્ર પધરાવવાની ॥

## ગહુંલી ૬૧ મી.

જીરે લલિત વચનની ચાતુરી, જીરે ચતુર કહે ગુરૂરાજ ॥ જીરે સુગુણ સનેહી સાંભળો, જીરે પર્વ પર્યુષણ આજ ॥ જીરે લલિત૦ ॥ ૧ ॥ જીરે આશ્રવ ભાવ નિવારીને, જીરે સ્વજન સહિત બહુ માન ॥ જીરે ક-

લ્પસૂત્ર ઘર લાવીયે, જીરે અઠ્ઠાઇધર ધરી ધ્યાન ॥ જીરે લલિત૦ ॥ ૨ ॥ જીરે દીપક અગર ઉખેવિયે, જીરે રાત્રિજાગરણ નિત્ય ॥ જીરે પુજા વિવિધ રચાવીયે, જીરે ત્રણ દિવસ ઇણિ રીત ॥ જીરે લલિત૦ ॥ ૩ ॥ જીરે સુણ સજની રજની ગઇ, જીરે કલ્પ ધુરા પરભાત ॥ જીરે સહિયર મળી મંગલ ભણે, જીરે હય ગય રથ મેલાત ॥ જીરે લલિત૦ ॥ ૪ ॥ જીરે વરઘોડે ભલી ભાતશું, જીરે શુચિ તનુ પુસ્તક હાથ ॥ જીરે ઇમ મંડાણે આવીયા, જીરે જિહાં શ્રુત નિધિ ગુરૂનાથ ॥ જીરે લલિત૦ ॥ ૫ ॥ જીરે ગુરૂ સન્મુખ લહી વાંચના, જીરે પ્રમુદિત પર્ષદામાંહે ॥ જીરે ઇણિ અવસર ગજગતિ સતી, સુનિપદ નમન ઉત્સાહ ॥ જીરે લલિત૦ ॥ ૬ ॥ જીરે સમકિતવંતી શ્રાવિકા, જીરે સહિયર મળી સમદિઠ્ઠ ॥ જીરે અનુભવ ઉજ્જવલ મોતીયે, જીરે સ્વસ્તિક લક્ષણ પીઠ ॥ જીરે લલિત૦ ॥ ૭ ॥ જીરે સ્વસ્તિક પૂરી વધાવતી, જીરે બેસતી બેસણુઠાય ॥ જીરે પંચ કલ્યાક દેશના, જીરે નવ વ્યાખ્યાન સુણાય ॥ જીરે લલિત૦ ॥ ૮ ॥ જીરે છઠ્ઠ અઠ્ઠમ તપ જિન નમી, જીરે સાંભળશે નર નારી ॥ જીરે શ્રી શુભવીરને શાસને, જીરે કરશે એક અવતાર ॥ જીરે લલિત૦ ॥ ૯ ॥

## ગહુંલી ૬૨ મી

હારરે હીરો મ્હારો સાહેબો.—એ દેશી.

જગગુરૂ જગચિંતામણિ ॥ સહિયર મોરી ॥ જગ બંધવ જગભ્રાત હો ॥ દ્વારિકાં નગરી સમોસર્યા ॥ સહિ૦ ॥ બાવીસમા જગતાત હો ॥ ઉલટ આણી એતો લાભને જાણી એતો, પુણ્યની ખાણી શુધ શ્રાવિકા ॥ ભવિ તમે ગહૂંલી કરો મનરંગ હો ॥ ૧ ॥ હરિ વાંદી નમી કરી ॥ સહિ૦ ॥ બેઠા બે કર જોડી હો ॥ અમૃત સમ જિનદેશના ॥ સહિ૦ ॥ સાંભળે મનને ખોડી હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥૨॥ શ્યામ શરીરે શોભતા ॥ સહિ૦ ॥ તેજતણો નહીં પાર હો ॥ ઝબક બની જિનરાજની ॥ સહિ૦ ॥ વિશ્વ માનસ હિતકાર હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૩ ॥ ધન્ય ધન્ય રાણી રૂકિમણી ॥ સહિ૦ ॥ વ્રત ભૂષણ અંગ હો ॥ તપ સુઘાટ ઘુંટી સમો ॥ ॥ સહિ૦ ॥ ચૂનડી સુશીલ સુચંગ હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૪ ॥ ક્રિયા કુંકાવટી કર ગ્રહી ॥ સહિ૦ ॥ જિનગુણ કુમકુમ ઘોલે હો ॥ મન નિર્મળ જળ ભેળતી ॥ સહિ૦ ॥ ચિત્ત ઉલ્લસી

મનરંગ રોલ હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૫ ॥ સમકિત આજોક ઉપરે ॥ સહિ૦ શ્રદ્ધા સ્વસ્તિક જોર હો ॥ રૂચિ મુક્તાફળ પૂરતી ॥ ॥ સહિ૦ ॥ ચૂરતી કર્મ કઠોર હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૬ ॥ નાણ ચિંતામણિ સ્થાપતી ॥ સહિ૦ ॥ અનુભવ કુસુમ સુરંભ હો ॥ વિનયે કરી વધાવતી ॥ સહિ૦ ॥ લલતી જેમ સુરંભ હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ॥ ૭ ॥ સમ્યગ્દૃષ્ટિ નિરખતી ॥ સહિ૦ ॥ હરખતી હૃદય મઝાર હો ॥ ક્ષણ ક્ષણમાં જિનરાજને ॥ સહિ૦ ॥ તૃપ્તિ ન પામે લગાર હો ॥ ઉલ૦ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૮ ॥ દ્રવ્ય ભાવે કરી ગહૂંઅલી ॥ ॥ સહિ૦ ॥ રૂક્ષમણી રાણી એમ હો ॥ તેમ કરો તમે શ્રાવિકા ॥ સહિ૦ ॥ કીર્ત્તિ પામો જેમ હો ॥ ઉલ૦ ॥ ॥ લાભ૦ ॥ પુણ્ય૦ ॥ શુદ્ધ૦ ॥ ભવિ૦ ॥ ૯ ॥

## ગહુંલી ૬૩ મી

હારનો હીરો મહારો.—એ દેશી. અથવા સાચનો શુરો નૃપચંદજી, રાજિંદ મહારા ભાગ્યતણે બલિહારી હો.—એ દેશી.

ચઉનાણી ચોખે ચિતે, શહિયર મોરી ॥ શ્રી સો-

હમ ગણધાર ॥ આપ સ્વભાવમાં ખેલતા, સહિયર મોરી ॥ ધરતા ધ્યાન ઉદાર હો ॥ સહજ સોભાગી ગુરૂ શિવસુખરાગી ગુરૂ, શુભમતિ જાગી ગુરૂ વાંદવા ॥ સહિયર મોરી. ચાલોને હર્ષ ઉલ્લાસ હો ॥ ૧ ॥ બારે ભાવના ભાવતાં, સહિયર મોરી ॥ અનિત્યાદિક ગુણ ગેહ હો ॥ મહાવ્રત પામીને વળી ॥ સહિ૦ ॥ ભાવે પણવીશ તેહ હો ॥ સહ૦ ॥ શિવ૦ ॥ શુભ૦ ॥ સહિ૦ ॥ ચાલો૦ ॥ ૨ ॥ સંજ્ઞાદિક યોગે કરી ॥ સહિ૦ ॥ સહસ અઢાર જે થાય હો ॥ તેહને સીલ કહીજિયે ॥ સહિ૦ ॥ તે પાળે નિર્માય હો ॥ સહ૦ ॥ શિવ૦ ॥શુભ૦ ॥ સહિ૦ ॥ ચાલો૦ ॥ ૩ ॥ સમિતિ ગુપ્તિ સૂધી ધરે ॥ સહિ૦ ॥ ચરણ કરણ ગુણ ધામ હો ॥ પડિલેહણ આવશ્યકાદિકે ॥ સહિ૦ ॥ અહોનિશ રહે સાવધાન હો ॥ સહ૦ ॥ શિવ૦ ॥ શુભ૦ ॥ સહિ૦ ॥ ચાલો૦ ॥ ॥ ૪ ॥ સદાચાર એમ પાળતાં ॥ સહિ૦ ॥ વર્તે આતમભાવ હો ॥ નયરી રાજગૃહી આવિયા ॥ સહિ૦ ॥ ભવોદધિ તારણ નાવ હો ॥ સર૦ ॥ શિવ૦ ॥ શુભ૦ સહિ૦ ॥ ચાલો૦ ॥ ૫ ॥ ઉદંત સુણીને આવિયો ॥ ॥ સહિ૦ ॥ વંદન શ્રેણિકરાય હો ॥ સાથે રાણી ચેલ-

ણા ॥ સહિ૦ ॥ ગહુંલી કરે ગુણ ગાય હો ॥ સહ૦ ॥
॥ શિવ૦ ॥ શુભ૦ ॥ સહિ૦ ॥ ચાલો૦ ॥ ૬ ॥ મન-
મોહન ગુરૂ તિહાં કણે ॥ સહિ૦ ॥ દેઇ દેશના હિતકાર
હો ॥ ભાવ ધરીને જે સુણે ॥ સહિ૦ ॥ તે લહે સુખ
શ્રીકાર હો સહજ સોભાગી ગુરૂ, શિવસુખરાગી ગુરૂ,
શુભમતિ જાગી ગુરૂ વાંદવા ॥ સહિયર મોરી, ચાલોને
હર્ષ ઉલ્લાસહો. ॥ ૭ ॥ ઇતિ ॥ ૬૩ ॥

## ગહુંલી ૬૪ મી.

જગજીવન જમુના રે, જળ ભરવા દો.—એ દેશી.

આતમરૂચી ગુણધારણી રે, મનોહારણી ॥ કરે ગ-
હુંઅલી તજી ખેદ રે ॥ સુખકારણી ॥ નામ સ્થાપના
દ્રવ્યથી રે ॥ મનોહારણી ॥ ભાવે મંગલ ચિંહુ ભેદ રે
॥ સુખ૦ ॥ ૧ ॥ જીવ અજીવ ને મિશ્રથી રે ॥ મ૦ ॥
એતો નામ મંગલ ત્રિહું નામ રે ॥ સુ૦ ॥ આપે મં-
ગલ એ સહી રે ॥ મ૦ ॥ કીજે નિત નિત શુભ કામ
રે ॥ સુ૦ ॥ ૨ ॥ આગમ નોઆગમ થકી રે ॥ મ૦ ॥
એ તો દ્રવ્યમાં હોય વિચાર રે ॥ સુ૦ ॥ ભાવમાંહે દોય
એ વલી રે ॥ મ૦ ॥ તેહ નોઆગમ અધિકાર રે ॥
॥ સુ૦ ॥ ૩ ॥ નંદી દાખી સૂત્રમાં રે ॥ મ૦ ॥ સહી
ભાવ મંગલ હોય તેહ રે ॥ સુ૦ ॥ પંચ નાણ નિર્વિ-

નતાં રે ॥ મ૦ ॥ એ તો તેહનું કારણ તેહ રે ॥સુ૦ ॥
॥ ૪ ॥ અંગ કહ્યાં એ ભાવનાં રે ॥ મ૦ ॥ એ તો સ-
હહિયે શુભ ચિત્ત રે ॥ સુ૦ ॥ દ્રવ્ય મંગલ મેલી કરો
રે ॥ મ૦ ॥ એ તો ગહૂંઅલી જિનમત રીત રે ॥ સુ૦॥
॥ ૫ ॥ ટાળે જન્મ મરણ થકી રે ॥ મ૦ ॥ કહ્યો મં-
ગલ શબ્દ નિરૂત્ત રે ॥ સુ૦ ॥ અધ્યવસાય એ આદરી
રે ॥ મ૦ ॥ ભવિ કીજે જન્મ પવિત્ત રે ॥ સુ૦ ॥ ૬ ॥
યોગ જેહ જિનશાસને રે ॥ મ૦ ॥ સવિ અધ્યાતમ સં-
યુત્ત રે ॥ સુ૦ ॥ શિવ ફલદાયક તે સહી રે ॥ મ૦ ॥
કહે રામ સદાગમ રીત રે ॥ સુ૦ ॥ ૭ ॥

## ગહુંલી ૬૫ મી.

ધવલશેઠ લઈ ભેટણું.—એ દેશી.

આગમ અમૃત પીજિયે, બહુશ્રુતથી ગુરૂ પાસે રે॥
શ્રોતા ગુણ અંગે કરી, વિનય કરી ઉલ્લાસે રે ॥ આ૦
॥ ૧ ॥ શુદ્ધ ભાષક સમતા ધરા, પંચમ કાલે થોડા રે
॥ દીસે બહુ આડંબરી, જેહવા ઉદ્ધત ઘોડા રે ॥ આ૦
॥ ૨ ॥ વસ્તુધર્મની દેશના, જે દીયે હેત રાખી રે ॥
કીજે તેહની સેવના, ઉપકારી ગુણ દાખી રે ॥ આ૦ ॥
॥ ૩ ॥ આગમતત્ત્વ પ્રકાશમાં, જે ભવિયણ ચિત્ત સુ-

સે રે, અનુભવ રસ આસ્વાદથી, શુણીયે જેહ રસીલે રે ॥ આ૦ ॥ ૪ ॥ નય નિક્ષેપ પ્રમાણુથી, સાધુને બંધ સુરીતે રે ॥ તત્ત્વાતત્ત્વ વિશેષણા, લહીયે પરમ પ્રતીતે રે ॥ આ૦ ॥ ૫ ॥ તત્ત્વારથ શ્રદ્ધાન જે, સમકિત કહે જિનરાયા રે ॥ ભાષણુ રમણપણે લહે, ભેદ રહિત મતિ પાયા રે ॥ આ૦ ॥ ૬ ॥ સ્વસ્તિક પૂજન ભાવના કરતા ભક્તિ રસાળ રે ॥ પુણ્ય મહોદય પામીયે, કેવલ ઋદ્ધિ રસાલ રે ॥ આ૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૬૫ ॥

## ગહુંલી ૬૬ મી.

પ્રભુજી વીર જિણંદને વંદીયે.—એ દેશી.

સજની શાસન નાયક દિલ ધરી, ગાશું તપગચ્છ રાયા હો ॥ અલબેલી હેલી ॥ સજની જાણીયે સોહમ ગણધરૂ, પટધર જગત ગવાયા હો ॥ અલબેલી હેલી ॥ ॥ સજની વીર પટોધર વંદિયે ॥ ૧ ॥ એ આંકણી ॥ સજની વસુધા પીડને ફરસતા, વિચરતા ગણધાર હો ॥ અ૦ ॥ સ૦ ॥ છત્રીશ ગુણશું બિરાજતા, છે ભવિ જનના આધાર હો ॥ અ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ ૨ ॥ સ૦ ॥ તખતે સોહે ગુરૂરાજ જી, ઉદયો જિમ જમ ભાણુ હો ॥ આ૦ ॥ સ૦ ॥ નિરખતાં ગુરૂરાજને, બૂઝે જાણુ

અજાણ્યુ હો ॥ અ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ ૩ ॥ સ૦ ॥ મુખડું શોહે રે પૂરણ શશી, અણીયાળાં ગુરૂ નેણ હો ॥ ॥ અ૦ ॥ સ૦ ॥ જલધરની પરે ગાજતા, કરતા ભવિ જન સેણ હો ॥ અ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ ૪ ॥ સ૦ ॥ અંગ ઉપાંગની દેશના, વરસત અમૃતધાર હો ॥ અ૦ ॥ સ૦ ॥ શ્રાતા સર્વનાં દીલ ઠરે, સંયમશું ધરે પ્યાર હો ॥ અ૦ ॥ સ૦ ॥ વી૦ ॥ ૫ ॥ સ૦॥ શુભ શણગાર સજી કરી, મોતીયડે ભરી થાલ હો ॥ અ૦ ॥ સ૦ ॥ શ્રદ્ધા પીઠની ઉપરે, પુરે ગહૂંલી વિશાલ હો ॥ અ૦ ॥ ॥ સ૦ ॥ વી૦ ॥ ૬ ॥ સ૦ સૌભાગ્ય ઉદયસૂરિ પાટના, ધારક ગુરૂ ગુણરાજ હો ॥ અ૦ ॥ સ૦ ॥ શ્રી વિજયલક્ષ્મી સૂરિંદ જી, દીપવિજય કવિરાજ હો ॥ અ૦ ॥ ॥ સ૦ ॥ વી૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૬૬ ॥

## ગહૂંલી ૬૭ મી.

રૂડીને રઢીયાળી રે વાહાલા તારી વાંશલી રે.—એ દેશી.

સુકૃત તરૂની વેલ વધારવા રે, સીંચતી ઉપશમ ઉદકની ધાર, ગુરૂગુણ હૃદય ધરંતી પ્યાર, માનું રંભાનો અવતાર ॥ સુ૦ ॥ ૧ ॥ પુણ્ય પનોતી રે સાથે સાહેલીયો રે, મળી મળી શોલ સજી શણગાર, કર

ધરી રજત રકેબી સાર, કુંકુમ ઘોળી કરી મનોહાર ॥
॥ સુ૦ ॥ ૨ ॥ અક્ષત સારા રે ઉજ્જવલતા ભર્યા રે,
પૂરતી સ્વસ્તિક મંગલ સાર, ચુરતી ચિહું ગતિ ક્રોધ
જ ચાર, ઠવતી શ્રીફળ હર્ષ અપાર ॥ સુ૦ ॥ ૩ ॥ અ-
નુભવ રંગે રે મોતી વધાવતી રે, લલિત પરિણામે ન-
મતી પાય, ગુરૂમુખ દેખી હર્ષ ન માય, સન્મુખ બેસતી
બેસણુ ઠાય ॥ સુ૦ ॥ ૪ ॥ ભોજન પામે રે અમૃત ભૂ-
ખમાં રે, નાગર ગ્રીષ્મ પામ્યો ગંગ, જિનવાણી સુણ-
વાનો રંગ, અર્થ મનોહર નય ગમ ભંગ ॥ સુ૦ ॥૫ ॥
શ્રી શુભવીરનું શાસન પામીને રે, ધરતી હૈયડે સમ-
કિત વાસ, અનુક્રમે કેવલજ્ઞાન પ્રકાશ, મલતી મુક્તિ
સહેલી પાસ ॥ સુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૬૭ ॥

## ગહુંલી ૬૮ મી.

### દેશી ઉપરની.

ગિરિ વેભારે રે વીર સમોસર્યા રે, ચાદ સહસ મુ-
નિવર સંઘાય, ત્રિગડે બેઠા ત્રિભુવનરાય ॥ ૧ ॥ રૂડીને
રઢીયાળી રે જિનજીની દેશના રે ॥ એ ટેક ॥ વરસે
જિમ પુષ્કર જલધાર, સાંભળવા બેઠી પરખદા બાર
॥ રૂડી૦ ॥ ૨ ॥ નિજનિજ ભાષાયે સમજે સહુ રે ॥

જિમ સમજાવી ભીલે નાર, યોજન જિનવાણી ઉદાર ॥ રૂડી૦ ॥ ૩ ॥ નય ગમ ભંગ પ્રમાણ નિક્ષેપથી રે ॥ જીવાદિક નવતત્ત્વ વિચાર, ઉત્પાદ વ્યય ધ્રુવથી ધાર ॥ રૂડી૦ ॥ ૪ ॥ દાન શીયલ તપ ભાવ ભેદે કરી રે ॥ ચઉમુખથી ચૌ જિનવર વાણ, નિસુણી પામે પદ નિર્વાણ ॥ રૂડી૦ ॥ ૫ ॥ પટરાણી શ્રેણિકની ચેલણા રે ॥ આદરથી ઉઠે ધરીને પ્યાર, લેઇ (સહસ) સહીયો સંગે સાર ॥ રૂડી૦ ॥ ૬ ॥ સોવન જવથી સ્વસ્તિક પૂરતી રે ॥ વાંદી વધાવે થઇ ઉજમાલ, લુંછણડાં લટકે કરે રસાલ ॥ રૂડી૦ ॥ ૭ ॥ ચતુરા ઓસરતી પાછે પગે રે ॥ જોતી જિનમુખ ચંદ અમંદ, પામે મનમાં પરમાનંદ ॥ રૂડી૦ ॥ ૮ ॥ જિનવચનામૃત સાંભળે રંગથી રે ॥ ભક્તિ પુર્વક ચિત્ત મઝાર, ધરતી અરથ સરૂપ વિચાર ॥ રૂડી૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૬૮ ॥

## ગહુંલી ૬૯ મી.

વીરજી આયા રે, ગુણશીલ વનકે મેદાન ॥ વિમ પડિબોહ્યા રે, કેવલજ્ઞાન પ્રધાન ॥ અરિહા તીન જગત કે ભાણ, સમવસરણ તખને મંડેરાણ, ઝલકે ભામંડલ સુણખાણ, શ્રેણિક હરખ્યો રે આયો વંદન કાજ, ચ-

તુરંગી ફોજાં કે વાંકડીયા કરી સાજ, સાથે તરૂણી રે પંચસયાકો સમાજ ॥ વી૦ ॥ ૧ ॥ ધર્મ પ્રકાશે આરે પરખદા માંહે, મજકુર પુછે ગોયમ ઉત્સાહે, ચઉ અનુયોગે ઉત્તર સોહાય, શ્રેણિક પુછે રે બેસી યથોચિત ઠાય, વાણી નિસુણી રે મનમાં હર્ષિત થાય, સંશય ટાળે રે આત્મઅનંત સુખ થાય ॥ વી૦ ॥ ૨ ॥ બત્રીશ બદ્ધ નાટક રચી સાર, કરી નર નારી રૂપ રસાળ, ખલકે કંકણના ખલકાર, પ્રભુને વંદે રે હદુ રાંક સુર સાર, જ્ઞાતા સૂત્રે રે વરણવિયો અધિકાર, સમકિત સંગે રે મટે મિથ્યાત્વ નિર્ધાર ॥ વી૦ ॥ ૩ ॥ ચેલણા નારી મન હરખાણી, અંગે અનેક શણગાર સોહાણી, બહુત સાહેલીકી ઠકુરાણી, કુંકુમ ઘોલી રે સાથીયો રંગ રસાલ, રયણે પૂરી રે વધાવે ભરી થાલ, નેહ ધરીને રે ગુણ ગાયે ઉજમાલ ॥ વી૦ ॥ ૪ ॥ ત્રિસલાનંદન સૂરિજન વંદો, અવસર લઈ આ ફંદ નિકંદો, પામે નિત્ય નવનવા આનંદો, બહુ ચિરંજીવો રે તીરથપતિ સુલતાન, દિલ ભરી ધ્યાઓ રે પ્રભુગુણનું ઘણું માન, સંપદા પામો રે લક્ષ્મીસૂરિ ગુણ ઠાણ ॥ વી૦ ॥ ૫ ॥૬૯॥

---

# ગહુંલી ૭૦ મી

પ્રભુજી આવ્યા રે શહેર ભરૂઅચકે મેદાન, અશ્વ પ્રતિબોધ્યો રે જાણે પૂરવકો સયાણ ॥ એ ટેક ॥ ઝલકે ઉગમતે પરભાત, ભૂપતિ હરખ્યો રે સાર્યો અર્થીકો કાજ, સ્વામીજી વાંદ્યા રે બહુ ફોજાં કે સાજ, ભક્તિ રાગે રે જીવ પામે શિવરાજ ॥ પ્રભુ૦ ॥ ૧ ॥ ઉપદેશ આપે ત્રિભુવન ભાણ, સુણે પરખદા બારે વાણ, મનમાં જાણે કોઇ સુજાણ, નૃપ પૂછે રે મુનિ સુવ્રત જિન રાય, પ્રતિબોધ્યો રે કોઇ જીવ એણે ઠાય, દેવે દીઠો રે એક તુરંગ ધર્મ ધ્યાય ॥ પ્ર૦ ॥ ૨ ॥ અણસણ લેઇ પ્રભુકે પાય, પહોતો સુરલોકે હિત લાય, તીરથ થાપે મન ઉમાય, સંઘ સેવે રે દૂર દેશથી આય, ભાવના ભાવે રે તજી વિષય કષાય, દુઃખમ કાલે રે એ મહિમા ગવરાય ॥ પ્ર૦ ॥ ૩ ॥ નાટક નાચે નવ નવ રંગ, કરે અશુભ કર્મનો ભંગ, સાચો સમકિત ગુણનો રંગ, સૂત્રે દીસે રે સૂરિયાભ સુરનો અધિકાર, પૂજા કીધી રે સતર ભેદ સુખકાર, શંકા ટાળો રે ભવિક જીવ નિરાધાર ॥ પ્ર૦ ॥ ૪ ॥ પદ્માવતીનો નંદન મહાભાગ, દાખે શિવગતિ પુરિનો માગ, જગમાંહે કહેવાયે વીતરાગ

આછે રાચે રે જિનશાસન સુલતાન, માગ્યા દીજે રે મનવંછિત પ્રભુ દાન, વાંછા કીજે રે વિબુધ વિમલ શુભ ધ્યાન ॥ પ્ર૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૭૦ ॥

## ગહુંલી ૭૧ મી.

વીરજી આયા રે ગુણશીલવનકે મેદાન.—એ દેશી.

ભવિયણ વંદો રે ચોવીશમો જિનરાય, સુગતિ આપે રે ટાળે કુગતિ કુઠાય ॥ એ ટેક ॥ પાવન દેશાંતર ફરતા સ્વામ, વિચરંતા વળી ગામો ગામ, પાતક જાયે લીધે નામ, જગ પડિબોહે રે એ ત્રિહું લોકનો નાથ, મુનિ પરિવાર રે ચઉદ સહસ છે સંઘાત, સાયર છોડી રે કોણ સેવે છીલર પાથ ॥ ભવિયણ૦ ॥ ૧ ॥ રાજગૃહી નયરી ઉદ્યાન, ગુણશીલા ચૈત્યકે મેદાન, આયા પુંડરિક પ્રધાન, સુર તિહાં રચે રે સમવસરણ તેણિ વાર, ઇંદ્ર ઇંદ્રાણી રે વંદે પ્રભુને અપાર, આનંદ પાવે રે દેખી પ્રભુનો દેદાર ॥ ભવિ૦ ॥ ૨ ॥ વનનો પાલક જેહનું નામ, દીધી વધામણિ જઇને તામ, શ્રેણિક હરખ્યો સુણીને નામ, ચતુચિત્ત થીયો રે મગધપતિ મહારાજ, પરિવાર સંયુક્ત રે સાથે રમણી સમાજ, તિહાંથી ચાલ્યો રે પ્રભુને વંદન કાજ ॥ ભવિ૦ ॥૩ ॥

ચતુરંગી સેના સજીય ઉદાર, ગજ રથ પાયક અસુક્ષ તુખાર, બહુ ભવ ઉતરવાને પાર, શ્રેણિક હરખે રે વંદે પ્રભુજીના પાય, પ્રભુ પદ વંદી રે બેઠો યથોચિત ઠાય, તવ ઉપદેસે રે વીર જિનેસર રાય ॥ ભવિ૦ ॥ ॥ ૪ ॥ ચેલણારાણી અતિ સોભાગી, જિનવંદિને ભક્તિ જાગી, ગહુંલી કરવા રઢ બહુ લાગી, કનક ગોખા લઈ રે હાથે અતિહી રસાલ, ગહુંલી પુરે રે, જગપતિ આગે વિશાલ, મોતીડે વધાવે રે ટાળે પાપ પ્રજાલ ॥ ॥ ભવિ૦ ॥ ૫ ॥ દેશના દીધી શ્રી ભગવંત, શંસય ટાળ્યા શ્રી અરિહંત, શ્રેણિક વંદી પુર પહોચંત,એમ બહુ ભાવે રે નિત્ય નિત્ય મંગલ ાાય, સુકૃત કમાવે રે દીપવિજય કવિરાય ॥ ભવિ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૭૧ ॥

## ગહુંલી ૭૨ મી.

જીનરાજ પૂજી લાહો લીજીયે.—એ દેશી.

કેશરચંદન ભરીય કુંકાવટી, સોવન થાળ લે કામિની ॥ ગહૂંઅલી કરીને મંગલ ગાઈ, બલિહારી ગુરૂ નામની ॥ ગહૂંલી કરે રે ગજગામિની ॥ ૧ ॥ શોલ શણગાર સજીને સુંદર, જાણે ઝબૂકે દામિની ॥ સાધુ સાધ્વી શ્રાવક શ્રાવિકા, ભરી રે સભામાં ભામિની ॥

॥ ગ૦ ॥ ૨ ॥ નવખંડી નવરંગી નિરૂપમ, વિધવિધ રંગ બનાવની ॥ મોતીયે સાથીયો પુરે મનોહર, ભક્તિ કરે શુભ ભાવની ॥ ગ૦ ॥ ૩ ॥ પ્રવચન રચના જગ જન પાવન, દેશના શ્રી ગુરૂરાયની ॥ ધવલ મંગલ ગાંધર્વ ગુણ ગાને, સાંભળે સહુ સુખદાયિની ॥ ગ૦ ॥ ॥ ૪ ॥ ઉદયરતન વાચક ઉપદેશે, રૂડી સભા રસરાગની ॥ પ્રીછે તે પરમારથ પામે, વાણી શ્રી વીતરાગની ॥ ગ૦ ॥ ૫ ॥ ઇતિ ॥ ૭૨ ॥

## ગહુંલી ૭૩ મી.

સજની મોરી ગુણશીલ વનકે મેદાન રે, સજની મોરી આવ્યા શ્રી વર્દ્ધમાન રે ॥ સ૦ ॥ જ્ઞાનાદિક ગુણ દરીયા રે ॥ સ૦ ॥ પતિત પાવન પીયરીયા રે ॥ સ૦ ॥ ॥ ૧ ॥ એ આંકણી ॥ સ૦ ॥ શ્રેણિક હરખ્યો આવે રે ॥ સ૦ ॥ સમકિત ક્ષાયિક ભાવે રે ॥ સ૦ ॥ કંચનવરણી નાર રે ॥ સ૦ ॥ પંચસયા પરિવાર રે ॥ સ૦ ॥ ॥ ૨ ॥ સ૦ ॥ ધર્મદેશના જિન ભાંખે રે ॥ સ૦ ॥ નવ પદ મહિમા દાખે રે ॥ સ૦ ॥ નવપદ આતમ જાણો રે ॥ સ૦ ॥ આતમ નવપદ વખાણો રે ॥ સ૦ ॥ ૩ ॥ સ૦ ॥ નવતત્ત્વ ભૂષણ સાર રે ॥ સ૦ ॥ રત્ન રકેબી ઉદાર

રે ॥ સ૦ ॥ શ્રવણ મનન બહુ મૂલ્ય રે ॥ સ૦ ॥ પહેરી વસ્ત્ર અનુકુળ રે ॥ સ૦ ॥ ૪ ॥ સ૦ ॥ ક્રિયા કુંકાવટી હાથ રે ॥ સ૦ ॥ મન નિર્મળને પાથ રે ॥ સ૦ ॥ જિન ગુણ કંકુ ઘોલી રે ॥ સ૦ ॥ મળી સહીયરની ટોળી રે ॥ સ૦ ॥ ૫ ॥ સ૦ ॥ આણા તિલક ધરાવે રે ॥ સ૦ ॥ ચેલણા ગહૂંલી બનાવે રે ॥ સ૦ ॥ એણી પરે ગહૂંલી કીજે રે ॥ સ૦ ॥ નરભવ લાહો લીજે રે ॥ સ૦ ॥ ૬ ॥ ॥ સ૦ ॥ વિષય તે વિષ સમ જાણો રે ॥ સ૦ ॥ બોલે ત્રણ્ય ભુવનનો રાણો રે ॥ સ૦ ॥ શિવપુર સાથરે ચાલો રે ॥ સ૦ ॥ સુભવમાંહે મહાલો રે ॥ સ૦ ॥ ૭ ॥ ॥ સ૦ ॥ મણિ ઉદ્યોત ગુરૂ મળીયા રે ॥ સ૦ ॥ આજ મનોરથ ફળિયા રે ॥ સ૦ ॥ શું કહીયે વારોવાર રે ॥ ॥ સ૦ ॥ તે કાં કરો પરિહાર રે ॥ સ૦ ॥ ૮ ॥ ૭૩ ॥

॥ અથ શ્રી સિદ્ધચક્રની ॥

## ગહુંલી ૭૪ મી

હાંરે મ્હારે ઠામ ધરમના સાડાપચ્ચવીશ દેશ જો.—એ દેશી.

હાંરે મ્હારે જિનઆણા લેઈ ઈંદ્રભૂતિ ગણધારજો વિચરે રે ચઉવિહ અપ્રતિબંધ વિહારથી રે લો ॥ હાંરે મ્હારે સંયમ ધારી મુનિગણના શિરહાર જો, ચઉજ્ઞાની

શુભધ્યાની ધર્મના સારથી રે લો ॥ ૧ ॥ હાંરે મ્હારે રાજગૃહી ઉદ્યાને આવ્યા નાથ જો, હરખ્યો રે મગધાધિપ ત્રિકરણ ભાવશું રે લો ॥ હાંરે મ્હારે આવે નૃપ ચેલણાદિક રાણી સાથ જો, અંગ નમાવી વંદે ગણધર પાવને રે લો ॥ ૨ ॥ હાંરે મ્હારે ભવનિસ્તરણી જિન વાણી ઉપદેશ જો, ભાખે રે પ્રભુ ગોયમસ્વામી રંગથી રે લો ॥ હાંરે મ્હારે સેવો ભવિજન સિદ્ધચક્ર શુભ લેશ જો, બહુ સુખ પામ્યાં મયણા તેહના સંગથી રે લો ॥ ૩ ॥ હાંરે મ્હારે અવસર પામી મગધાધિપની નાર જો, ઉલ્લસી રે મન હર્ષી સ્વસ્તિક પૂરવા રે લો ॥ હાંરે મ્હારે સહિયર મંગળ ગાતી ગીત અપાર જો, આનું ભવ ભવ સંકટને એ ચૂરવા રે લો ॥ ૪ ॥ હાંરે મ્હારે ઇણી વિધ સ્વસ્તિક પૂરે શ્રદ્ધા પીઠ જો, પામે રે તે મંગલ માલા માનની રે લો ॥ હાંરે મ્હારે શિવપદ કારણ ભાવે જોગ ઉક્કિટ્ઠ જો, દીપ કહે એમ છે વાત નિદાનની રે લો ॥ ૫ ॥ ઇતિ ॥ ૭૪ ॥

## ગહુલી ૭૫ મી.

પાળની દેશીમાં.

રાજગૃહી ઉદ્યાનમાં, શ્રી સોહમ ગણધાર ॥ સ-

મોસરિયા પરિવારશું, મુનિજનના આધાર ॥ ૧ ॥
ચાલો સખિ ગુરૂ વાંદવા ॥ એ આંકણી ॥ પંચ મહા-
વ્રત પાળતા, દશવિધ યતિધર્મ સાર ॥ સત્તર ભેદે સં-
યમ વર્યા, વૈયાવચ્ચ દશ ધાર ॥ ચા૦ ॥ ૨ ॥ ગપ્તિ
ધરે નવવાડશું, જ્ઞાનાદિક તપ બાર ॥ નિગ્રહ ક્રોધતણો
કરે, ચરણસિત્તરિ શણગાર ॥ ચા૦ ॥ ૩ ॥ પિંડવિશુ-
દ્ધિ સમિતિ ધરે, ભાવના પડિમા બાર ॥ ઈંદ્રિયરોધક
પડિલેહણા, ગુપ્તિ અભિગ્રહ ધાર ॥ ચા૦ ॥ ૪ ॥ કરણ
સિત્તરી એ પાલવે, ટાળે સકલ કલેશ ॥ કમલાસને
બેસી કહે, ભવિજનને ઉપદેશ ॥ ચા૦ ॥ ૫ ॥ શ્રેણિક
નૃપતિ માન , પ્રણમી પટ્ટોધર રાય ॥ ઉચિત અવ-
ગ્રહ તે સાચવે, ધર્મ સુણે સુખદાય ॥ ચા૦ ॥ ૬ ॥ ગુ-
ણવંતી કરે ગહૂંઅલી, ચતુરા ચેલણા નાર ॥ માણક
મોતી વધાવતી, ભરતી સુકૃત ભંડાર ॥ ચા૦ ॥ ૭ ॥
કોકિલ કંઠે કામિની, સોહામણો નિર્મળ વૃંદ ॥ ગુરૂ
ગુણ અમૃત ગાવતી, પામતિ પરમાનંદ ॥ ચા૦ ॥૮॥

॥ અથ શ્રી જંબુગુરૂની ॥

## ગહુંલી ૭૬ મી.

અજબ કિયો રે મુનિરાય, લઘુવયે જોગ લિયો રે

॥ શોલ વરસ સંયમ લિયો રે, તરૂણી આઠ વિછોડ ॥ મુનિવર યોગ લિયો રે ॥ કોડિ નવાણું સોવનતણી રે, છોડી મનને કોડ ॥ મુ૦ ॥ ૧ ॥ તપ દ્વાદશ ભેદે કરે રે. ભાવતા ભાવના બાર ॥ મુ૦ ॥ પડિમા બારના ઉધમી રે, ગુણ છત્રીશના આધાર ॥ મુ૦ ॥ ૨ ॥ પડિરૂવાદિક ચઉદે ભલા રે, નિમિત્ત અઠંગ સુઠાય ॥ મુ૦ ॥ નિપુણ તે ગુણઠાણંગ તણા રે, ગુણસાગર ગુરૂરાય ॥ મુ૦ ॥ ॥ ૩ ॥ મુનિ મંડળશું પરવર્યા રે જંબૂ જુગ પ્રધાન ॥ મુ૦ ॥ વિચરંતા પાઉ ધારિયા રે, રાજગૃહી ઉદ્યાન ॥ મુ૦ ॥ ૪ ॥ કોણિક નરપતિ વાંદવા રે, સાથે લઇ પરિવાર ॥ મુ૦ ॥ પદ્માવતી કરે ગહુંઅલી રે, દ્રવ્ય પ્રધાન વિચાર ॥ મુ૦ ॥ ૫ ॥ ચઉગતિ ચૂરણ સાથિયો રે, શ્રદ્ધા પીઠ બનાય ॥ મુ૦ ॥ વસન આભૂષણ વ્રત તણાં રે, શિવફલ શ્રીફલ ઠાય ॥ મુ૦ ॥ ૬ ॥ ઉત્તમ ગુરૂ ગુણભક્તિથી રે, વધાવે ગુરૂરાજ ॥ મુ૦ ॥ ગુરૂમુખ પદ્મની દેશના રે, સુણિ પામે શિવરાજ ॥ મુ૦ ॥ ૭॥

---

## ગહુ,મી ૭૭ મી,

વાલે મ્હારે આરગડો રૂંધ્યો રે રતિણા હાથ, તેની
મુને જાપટુ લાગી રે.—એ દેશી.

જગ ઉપકારી રે વીર જિણંદ, મગધે વિચરતા આવે રે ॥ સાથે સુર નરના લઇ વૃંદ ગિરિવૈભારે સુહાવે રે ॥ ૧ ॥ ગોયમ સોહમ જાસ વજીર, મુનિગણ સુપદ સેવતા રે ॥ અભિગ્રહ ધારી રે કેઇ મુનિ ધીર, રવિશું દૃષ્ટિ લગાવતા રે ॥ ૨ ॥ આવે ભુવનાધિપના વીશા, બત્રીશ વ્યંતરના રાજા રે ॥ મળિયા વૈમાનિકના ઇશ, દશ શશી રવિ તેજે તાજા રે ॥ ૩ ॥ ઇણિપરે ચારે જાતના દેવ, કોડાકોડિ મળી ઘણા રે ॥ કરતા સમવસરણ તતખેવ, નિજ નિજ કૃત્યની નહિ મણા રે ॥ ૪ ॥ ત્રિગડે બેસી ત્રિભુવન તાત, ધર્મ કહે કરૂણા આણી રે ॥ જેહવી સત્તાગત નિજ જાત, આત્મતત્ત્વ લહે પ્રાણી રે ॥ ૫ ॥ નરપતિ શ્રેણિકની ઘરનાર, ચંદ્રમુખી ચેલણારાણી રે ॥ કરતી સ્વસ્તિક મંગલ સાર, નિજ ગુરૂ આગળ ગુણ ખાણી રે ॥ ૬ ॥ પ્રભુને માણક મોતી વધાવ, વિચ વિચ પદ પ્રણમે તિહાં રે ॥ અંતર આતમભાવ જગાવે, પુણ્ય ભંડાર ભરે જિહાં રે

॥ ૭ ॥ સોહવ ગાવે રે મધુરાં ગીત, ગહૂંલી ભાવ ઉમંગશું રે ॥ સાચી વાણી કરી એ રીત, અમૃત વાણી રંગશું રે ॥ ૮ ॥ ઇતિ ॥ ૭૭ ॥

## ગહુંલી ૭૮ મી.

આવી હું દેવા ઓલંભડો સાસુજી.—એ દેશી.

સદગુરૂ પદ પંકજ નમી, સામણી જી ॥ ગાશું ગુરૂ ગુણમાલ રે ॥ સદગુરૂ વિચરંતા વંદીયે ॥ સામણી જી ॥ ૧ ॥ દ્વાદશ અંગ સિદ્ધાંતના ॥ સા૦ ॥ પારગ ધારક એહ રે ॥ સ૦ ॥ ગુરૂ ગુણ છત્રીસે અલંકર્યા ॥સા૦ ॥ ચરણ કરણ ભંડાર રે ॥ સ૦ ॥ સા૦ ॥ ૨ ॥ ભવ્ય જીવને પ્રતિબોધતા ॥ સા૦ ॥ રત્ન ત્રયાદિ ગુણધામ રે ॥ સ૦ ॥ ગહૂંઅલી કરો ગુરૂ આગળે ॥ સા૦ ॥ હર્ષ ધરી મન ચંગ રે ॥ સ૦ ॥ સા૦ ॥ ૩ ॥ સમકેત કુંકુમ તિણ સમે ॥ સા૦ ॥ સમતા નિર્મળ નીર રે ॥ સ૦ ॥ થાલ ભર્યો શુભ ભાવનો ॥ સા૦ ॥ ગોખા અખંડ પરિણામ રે ॥ સ૦ ॥ સા૦ ॥ ૪ ॥ મંગલ સાથીયો તિહાં બન્યો ॥ સા૦ ॥ રત્ન ત્રયાદિ ગુણ પીઠ રે ॥ સ૦ ॥ જિનશાસન સિંહાસણે ॥ સા૦ ॥ બેસી કરે ઉપદેશ રે ॥ સ૦ ॥ સા૦ ॥ ૫ ॥ પુહવી મંડલ વિહરતા ॥ સા૦

॥ તારણ તરણ જહાજ રે ॥ સ૦ ॥ શ્રી કલ્યાણસાગર સૂરિ જે નમે ॥ સા૦ ॥ દેખી સકલ ગુણખાણ રે ॥ સ૦ ॥ સા૦ ॥ ૬ ॥ વિશાલ સાગર કહે વંદીયે ॥ સા૦ ॥ એહવા મુનિ નિત્યમેવ રે ॥ સ૦ ॥ આતમ મંગલ અનુભવે ॥ સા૦ ॥ તેહિજ નિત્ય નિત્ય મેવ રે ॥ સ૦ ॥ ॥ સા૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૭૮ ॥

## ગહુંલી ૭૯ મી

હસ્તિયામ વનખંડ મઝાર, રાજગૃહી નાલિંદા બાર, આવ્યા ઈંદ્રભૂતિ ગણધાર તો ॥ ગૌતમ ગુરૂ વંદવા જઇયે ॥ વંદના કરીયે ને શિવસુખ વરીયે તો ॥ ॥ ગૌતમ ગુરૂ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ઉદક પેઢાલ મુનીસર દોય, પાર્શ્વનાથ સંતાનીયા સોય, પૂછે પ્રશ્ન એ એણીપરે જોય તો ॥ ગૌ૦ ॥ ૨ ॥ શ્રાવકને અણુવ્રત ઉચ્ચરાવે, મુનિવર દેશથી વિરતી કરાવે, સ્થાવર અનુમતિ મુનિને આવે તો ॥ ગૌ૦ ॥ ૩ ॥ કહે ગૌતમ સુણો મુનિવર વાત, શેઠપુત્ર ષટનો દ્રષ્ટાંત, નૃપ અન્યાયથી મારણ જાત તો ॥ ગૌ૦ ॥ ૪ ॥ તાસ પિતા કરે વિનતિ રાય, છ કુલનો ઉચ્છેદ તે થાય, પંચ પુત્રને મૂકો તાય તો ॥ ગૌ૦ ॥ ૫ ॥ ઇમ વિનતિ કરતા

તસ આપે, પુત્ર એક તસ હર્ષ તે વ્યાપે ॥ મારણુની નહીં અનુમતિ થાપે તો ॥ ગૌ૦ ॥ ૬ ॥ રાય પ્રમુખ સુણી વંદન આવે, અંતરંગ રાણી ગહૂંલી લાવે ॥ ઉત્તમ ગુરૂપદ પદ્મ વધાવે તો ॥ ગૌ૦ ॥ ૭ ॥ ઇતિ ॥

## ગહુંલી ૮૦ મી.

### ઝુમખડાની દેશી.

જ્ઞાનદીવાકર શોભતા, શ્રુતસાગર મુનિરાજ ॥ ॥ સુહંકર સાધુ જી ॥ મૂકી કામ વિડંબના, કુખી સંબલ સાજ ॥ સુહંકર સાધુ જી ॥ ૧ ॥ નહિં મમતા સમતાધરા, શાંત સુદંત મહંત ॥ સુ૦ ॥ ષટપદ વૃત્તિ આહારતા, દેશ કાલ મતિમંત ॥ સુ૦ ॥ ૨ ॥ પંચ મહાવ્રત ભાવના, ભાવંતા પચવીશ ॥ સુ૦ ॥ પાણુત્રીશ ચિત્ત ન ધારતા, અશુભ ભાવન નિશ દીસ ॥ સુ૦ ॥ ॥ ૩ ॥ શિવનારી રંજન ભણી, પહેર્યો સાધુનો વેશ ॥ ॥ સુ૦ ॥ તે આગળ મૃગલોચના, કરતી વિનય વિશેષ ॥ સુ૦ ॥ ૪ ॥ ક્રોધાદિક ચઉ જીતવા, વરવા ચાર અનંત ॥ સુ૦ ॥ સ્તસ્તિક પૂરી વધાવતી, સદગુરૂ ચરણ નમંત ॥ સુ૦ ॥ ૫ ॥ ગાવે સોહાગણુ ગહૂંઅલી, ધરતી હર્ષ અમંદ ॥ સુ૦ ॥ શ્રી શુભવીર વચન સુણી

પામે પદ મહાનંદ ॥ સુ૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૮૦ ॥

## ગહુંલી ૮૧ મી.

અને હાંરે સરસતીને ચરણે નમી રે, વાંદુ ગુરૂના પાય ॥ અલિય વિઘન સવિ ટળે રે, માગું એક પસાય ॥ ૧ ॥ ચાલો સખિ ગુરૂ વાંદવા રે ॥ અને હાંરે રાજગ્રૃહી રળીયામણી રે, તિહાં શ્રેણિકરાજા અમંદ ॥ સમકીત શુદ્ધ તે સદ્દહે રે, અવિદારે સવિ ફંદ ॥ ચા૦ ॥ ॥ ૨ ॥ અ૦ ॥ વીર પ્રભુ તિહાં આવિયા રે, તેહ નયરી ઉદ્યાન ॥ વનપાલકે દીધી વધામણી રે, હરખ્યો દેઇ તસ દાન ॥ ચા૦ ॥ ૩ ।. અ૦ ॥ લાખ દાન દેઇ હરી રે, રાજા શ્રેણિક આય ॥ ચાર નિકાયના દેવતા રે વંદે પ્રભુના પાય ॥ ચા૦ ॥ ૪ ॥ અ૦ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઇ કરી રે, બેઠા ઈંદ નરિંદ ॥ વીર વાણી તિહાં સાંભળી રે, મનમાં હુઓ આનંદ ॥ ચા૦ ॥ ૫ ॥ અ૦ ॥ ભવિજનને પડિબોહતા રે, જસ આતમ ઉદ્ધાર ॥ પાપ ચક્ર સવિ ચૂરતા રે, પામે સુરગતિ સાર ॥ ચા૦ ॥ ૬ ॥ અ૦ ॥ ચેલણા કરે તિહાં ગહુંઅલી રે, સોવન ભરીને થાલ ॥ પ્રભુને મોતીડે વધાવતી રે, મુખ જોતી સુવિશાલ ॥ ચા૦ ॥ ૭ ॥ અ૦ ॥ ધર્મલાભ તિહાં ઉ-

ન્ચરે રે, વરસતા અમૃત વાણુ ॥ જે ભવિ ભાવે તે સાંભળે રે, તસ ઘર કોડિ કલ્યાણુ ॥ ચા૦ ॥ ૮ ॥ અ૦ ॥ સમવસરણુ વિરાજતા રે, નવકમલે ઠવતા પાય ॥ ઈમ અનેક ગુણે શોભતા રે, ચંદ્રમુનિ ગુણુ ગાય ॥ ॥ ચા૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૮૧ ॥

## ગહુંલી ૮૨ મી.

સહી ચાલો શ્રી મહાવીરને, નમવા જઈયે રે ॥ મ ળી ગૌતમસ્વામી વજીર, બેની તિહાં જઈયે ॥ સહી૦ ॥ ૧ ॥ ત્રિગડાની રચના કરી સારી, ત્રિદશાપતિ અતિ ભારી રે ॥ મધ્યપીઠ ઉપર અતી તગારી, બેડા વીરજી તારી ॥ બે૦ ॥ સહી૦ ॥ ૨ ॥ ચૌદ સહસ મુનિશું પર વરિયા, ગુણુશીલ વન ઉતરીયા રે ॥ અનંત અનંત ગુણે કરી ભરિયા, સમતા રસના દરિયા ॥ બે૦ ॥ સ૦ ॥ ૩ ॥ શ્રેણિક સ્વામી સમાગત જાણી, સાથે ચેલણા રાણી રે ॥ લેતી સમકિત લાભ કમાણી, વંદ્યા ઉલટ આણી ॥ બે૦ ॥ સહી૦ ॥ ૪ ॥ બાલ કુમરી શુભરાજ સમાજે, જલધરની પરે ગાજે રે ॥ આતપત્ર પ્રભુ શિર પર રાજે, ભામંડલ છબિ છાજે ॥ બે૦ ॥ સહી૦ ॥ ૫ ॥ એમ નિસુણી ચાલી તે બાળા, છોડી સહુ જંજાળા

રે ॥ ગતિ ચાલતી જિમ ગજબાળા, થુણવા જિનગુણ માળા ॥ બે૦ ॥ સહી૦ ॥ ૬ ॥ તિહાં આવી પ્રભુ મુદ્રા પરખી, બેઠી અવસર નિરખી રે ॥ ગહુંલી પૂરે અતિ મન હરખી, સહીયર સરખા સરખી ॥ બે૦ ॥ સહી૦ ॥ ૭ ॥ ચરણ ઠવી મુક્તાશું વધાવે, હરખ અતિ દિલ લાવે રે ॥ બહુ બાલા મળી ગહુંલી ગાવે, સરવે કંઠ મિલાવે ॥ બે૦ ॥ સહી૦ ॥ ૮ ॥ અંગ ઉપાંગ સુણી જિન પાસે, ધારી અતિ ઉલ્લાસે રે ॥ દીપ કહે પ્રભુ ધ્યાન વિલાસે, પહોતી જિન આવાસે ॥ બેની૦ ॥ ॥ સહી૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૮૨ ॥

## ગહુંલી ૮૩ મી.

ભવિ તુમે વંદો રે શંખેશ્વર જિનરાયા.—એ દેશી.

અમૃત સરખી રે સુણીયે વીરની વાણી, અતિ મન હરખી રે પ્રણમો કેવલનાણી ॥ એ આંકણી ॥ યોજનગામિની પ્રભુની વાણી, પાંત્રીશ ગુણથી ભાંખે ॥ પૂરવ પુણ્ય અપુરવ જેહનાં, પ્રભુવાણી રસ ચાખે ॥ ॥ અમૃત સરખી૦ ॥ ૧ ॥ જેહમાં દ્રવ્ય પદારથ રચના ધર્માધર્મ આકાશ ॥ પુદગલ કાલ અને વળિ ચેતન, નિત્યાનિત્ય પ્રકાશ ॥ અમૃત૦ ॥ ૨ ॥ દ્રવ્ય ગુણ ને પ-

થાય પ્રકાશે, અસ્તિ નાસ્તિ વિચાર ॥ નય સાતેથી માલકોશમાં, વરસે છે જલધાર ॥ અમૃત૦ ॥ ૩ ॥ ગુણસામાન્ય વિશેઝ વિશેષે, હોય મળિ ગુણ એકવીશ ॥ તસ ચઉ ભંગી ચાર નિક્ષેપે, ભાંખે શ્રી જગદીશ ॥ ॥ અમૃત૦ ॥ ૪ ॥ ભિલદ્રષ્ટાંતે ખેચર ભૂચર, સુરપતિ નરપતિ નારી ॥ નિજ નિજ ભાષાયે સહુ સમજે, વાણીની બલિહારી ॥ અમૃત૦ ॥ ૫ ॥ નંદીવર્દ્ધનની પટરાણી, ચઉ મંગલ પ્રભુ આગે ॥ પુરે સ્વસ્તિક મુક્તાફળનો, ચડવા શિવગતિ પાગે ॥ અમૃત૦ ॥ ૬ ॥ ચઉ અનુયોગી આતમદરશી. પ્રભુ વાણી રસ પીજે ॥ દીપવિજય કવિ પ્રભુતા પ્રગટે, પ્રભુને પ્રભુતા દીજે ॥ અમૃત૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૮૩ ॥

॥ અથ જંબુકુમારની ॥

## ગહુંલી ૮૪ મી.

વરૂડામાં સહિયો ઝુલે હાથણી.—એ દેશી.

રાજગૃહી નયરી સમોસર્યા, પાંચશેં મુનિ પરિવાર મોરી સહિયાં હો ॥ કેવલજ્ઞાન દિવાકરૂ, શ્રી શ્રી સોહમ ગણધાર ॥ મોરી૦ ॥ ચાલો પટ્ટોધર ગુરૂ વાંદવા ॥ ૧ ॥ એ આંકણી ॥ જંબુકુમર આવે હેજશું, પુજ્ય

જીને વંદન કાજ ॥ મોરી૦ ॥ બ્રહ્મચારી શિર સેહરો, લેવા મુક્તિગઢ રાજ ॥ મોરી૦ ॥ ચાલો૦ ॥ ૨ ॥ ગુરૂ મુખથી રે સુણી દેશના, સંયમે ઉલ્લસિત ભાવ ॥ મો૦ ॥ ક્ષાયિક સમકેતનો ધણી, તરવાને ભવજલ દાવ ॥ ॥ મો૦ ॥ ચા૦ ॥ ૩ ॥ અણુવ્રત લેઇ ગુરૂ આગળે, સંયમનો રે ઉજમાલ ॥ મો૦ ॥ પરણીને ધરણી આઠને, બૂઝવી વયણ રસાલ ॥ મો૦ ॥ ચા૦ ॥ ૪ ॥ સંયમ લીયે મુનિ પાંચશેં, સત્તાવીશ પરિવાર ॥ મો૦ ॥ ચરણ કરણ ગુણ આગલા. જેહના છે ધન્ય અવતાર ॥ ॥ મો૦ ॥ ચા૦ ॥ ૫ ॥ સુધર્મા સ્વામીના પાટવી, કેવલ લહી ગચ્છરાય ॥ મો૦ ॥ ગુણશીલા ચૈત્ય પધારિયા, ઉદાયિન હર્ષ ન માય ॥ મો૦ ॥ ચા૦ ॥ ૬ ॥ પટરાણી રાણી પૂરે ગહૂંઅલી, કરવા સફલ અવતાર ॥ મો૦ ॥ દીપવિજય કવિરાજને, પ્રણમે છે બહુ નર નાર ॥મો૦ ॥ ચા૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૮૪ ॥

## ગહુંલી ૮૫ મી.

સખી રે મેં કૌતુક દીઠું, સાધુ સરોવર ઝીલતા રે ॥ સખી નાકે રૂપ નિહાળતા રે ॥ સખી લોચનથી રસ જાણતા રે ॥ સખી મુનિવર નારીશું રમે રે ॥ ૧ ॥

સખી નારી હીંચોલે કંતને રે ॥ સખી કંત ઘણા એક નારીને રે ॥ સખી સદા યૌવન નારી તે રહે રે, સખી વેશ્યા નિબુદ્ધા કેવલી રે ॥ ૨ ॥ સખી આંખ વિના દેખે ઘણું રે ॥ સખી રથ બેઠા મુનિવર ચલે રે ॥ સખી હાથ જલે હાથી ડુબીયો રે ॥ સખી કુતરીએ કેશરી હણ્યો રે ॥ ૩ ॥ સખી તરશો પાણી નવિ પીયે રે ॥ સખી પગ વિહૂણો મારગ ચલે રે ॥ સખી નારી નપુંસક ભોગવે રે ॥ સખી અંબાડી ખર ઉપરે રે ॥ ૪ ॥ સખી નર એક નિત્ય ઉભો રહે રે ॥ સખી બેઠો નથી નવિ બેસસે રે ॥ સખી અર્દ્ધ ગગન વચ્ચે તે રહે રે ॥ સખી માંકડ મહાજન ઘેરીયો રે ॥ ૫ ॥ સખી ઉંદરે મેરૂ હલાવિયો રે ॥ સખી સૂર્ય અજવાળું નવિ કરે રે ॥ સખી લઘુ બંધવ બત્રીશ ગયા રે ॥ સખી શોકે ઘડી નહીં બેનડી રે ॥ ૬ ॥ સખી શામળો હંસ મેં દેખીયો રે ॥ સખી કાટ વળ્યો કંચનગિરિ રે ॥ સખી અંજનગિરિ ઉજ્જવલ થયો રે ॥ સખી તોહે પ્રભુ ન સંભારીયા રે ॥ ૭ ॥ સખી વયરસામી સુતા પારણે રે ॥ સખી શ્રાવિકા ગાવે હાલરાં રે ॥ સખી મ્હોટા થઇ અર્થ તે કહેજો રે ॥ સખી શ્રી શુભવીરને વહાલડા રે ॥ ૮ ॥

## ગહુંલી ૮૬ મી,

હાંજી સમકિત પાળો કપાસનો, હાંજી પેંજણ પાપ અઢાર ॥ હાંજી સૂત્ર ભલુ રે સિદ્ધાંતનું, હાંજી ટાળો આઠ પ્રકાર ॥ હાંજી શીયલ સુરંગી ચૂનડી ॥ ૧ ॥ હાંજી ત્રણ ગુપ્તિ તાણો તાણો, હાંજી નલીય ભરી નવ વાડ ॥ હાંજી વાણો વાણો રે વિવેકનો, હાંજી એમા ખુંટીય ખાય ॥ હાંજી શી૦ ॥ ૨ ॥ હાંજી મૂલ ઉત્તર ગુણ ધુત્રરા, હાંજી છેડા વાણો ને ચાર ॥ હાંજી ચારિત્ર ચંદો વચ્ચે ધરો, હાંજી હંસક મોર ચકોર ॥ હાંજી શી૦ ॥૩ ॥ હાંજી અજબ બિરાજે ચૂનડી, હાંજી કહો સખી કેટલું મૂલ્ય ॥ હાંજી લાખે પણ લાભે નહીં, હાંજી એક નહીં સમ તોલ ॥ હાંજી શી૦ ॥ ૪ ॥ હાંજી પહેલી ઓઢી શ્રી નેમજી, હાંજી બીજી રાજુલ નેટ ॥ હાંજી ત્રીજી ગજસુકુમાલજી, હાંજી ચોથી સુદર્શન શેઠ ॥હાંજી શી૦ ॥ ૫ ॥ હાંજી પાંચમી જંબૂસ્વામીને, હાંજી છઠ્ઠો ધનો અણગાર ॥ હાંજી સાતમી મેઘ મુનીસરૂ, હાંજી આઠમી એવંતીકુમાર ॥ હાંજી શી૦ ॥ ૬ ॥ હાંજી સીતા કુંતા દ્રૌપદી, હાંજી દમયંતી ચંદનબાલ ॥ હાંજી અંજના ને પદ્માવતી, હાંજી શીયલવતી અતિસાર ॥ હાં-

જી શી૦ ॥ ૭ ॥ હાંજી અજબ બિરાજે રે ચૂનડી, હાં-જી સાધુનો શણગાર ॥ હાંજી મેઘ મુનીસર એમ ભણે, હાંજી શીયલ પાળો નર નાર ॥ હાંજી શી૦ ॥ ૮ ॥

## ગહુંલી ૮૭ મી.

ઘરે આવોજી આંબો મોરીઓ.—એ દેશી.

ચાલો સહિયરોજી સાધુજી વંદીયે, શ્રી વીરતણા પટ્ટોધાર રે ॥ ચઉનાણી સોહમ ગણધરૂ, સૂત્ર રયણતણા ભંડાર રે ॥ ચાલો૦ ॥ ૧ ॥ એકવિધ અસંયમ ટાળતા, ધર્મ દોય યતિ ગૃહી ગમતા રે ॥ ત્રિવિધ ગારવ ને પરિહરે ॥ ચાર સુખ શય્યા માંહે રમતા રે ॥ચાલો૦ ॥ ૨ ॥ પ્રમાદ તજે ભજે વ્રતીને, ભય ટાળે આતને પાળે રે ॥ નિયાણાં ન કરે સાધુ જી, દશ શ્રમણ ધરમ અજુવાળે રે ॥ ચાલો૦ ॥ ૩ ॥ શ્રદ્ધાવંતી શુદ્ધ શ્રાવિકા, ગુરૂ આગળ ભક્તિ કરંતી રે ॥ ગુરૂ આગળ પૂરે ગહુંઅલી, શાસન કરતી બહુ ઉન્નતિ રે ॥ ચાલો૦ ॥ ॥ ૪ ॥ જિનવાણી અનુભવ રસ ભરી, ગુરૂ ઉત્તમ રતનના મુખથી રે ॥ સુણતાં પામે નિજ આતમા, સુખ અનુભવમાં રહે એથી રે ॥ ચાલો૦ ॥ ૫ ॥

# ગહુંલી ૮૮ મી

સાહેબા મ્હારા અરજ કરૂં છું કંત, કહે સુણો કામિની જી ॥ સાહિબા મ્હારા ગુરૂ ઉપદેશે હું, સહિયાં માંહે ઉપની જી ॥ ૧ ॥ સા૦ ॥ આજ્ઞા આપો, મા સખમણ તપ આદરૂં જી ॥ સા૦ ॥ અવસર પામી, માનવ ભવ સફળો કરૂં જી ॥ ૨ ॥ ગોરી મ્હારી હાથ ન ચાલે, મન નવિ ચાલે માહરૂં જી ॥ ગોરી મ્હારી એ તપ મ્હોટું, શરીર ખમે નહિ તાહેરૂં જી ॥ ૩ ॥ ॥ સા૦ ॥ લ્યોને આદરૂં, સંવત્સરીના ખોળા પાથરૂં જી ॥ સા૦ ॥ માન માગું છું, અંતરાય તમે કાં કરો જી ॥ ૪ ॥ ગોરી અમે આજ્ઞા આપી, પચ્ચખ્ખાણ જઈ ઉચ્ચરો જી ॥ સસરા મ્હારા ઢોલ વજડાવો, ધર્મસ્થાનક ધન વાવરો જી ॥ ૫ ॥ સાસુ મ્હારી સાથે આવો, ચોક પૂરાવો ગહૂંલી સાથીયે જી ॥ સહીયર મ્હારી સાથે આવો, ગુરૂજી વધાવો ગજ મોતીયે જી ॥ ૬ ॥ ગુરૂજી મ્હારા પચ્ચખ્ખાણ કરાવો, માસ ખમણનું મન રૂલી જી ॥ જેઠજી મ્હારા વાજાં વજડાવો, ખેલા નચાવો ખાંતશુ જી ॥ ૭ ॥ વીરા મ્હારા ઘાટ ઘડાવો, પાટ ધરાવો શેરીયે જી ॥ સામણી મ્હારી સાંગી દેવ-

રાવો, વાજિંત્ર ભૂંગલ ભેરીયે જી ॥ ૮ ॥ સામણી મ-
હારી આંગી રચાવો, ગુરૂજી મનાવો પાય લાગીને જી
॥ સામણી મોરી પાસે રહીને પોથી પૂજાવો, વાસ ન-
ખાવો માગીને જી ॥ ૯ ॥ ભવિયાં એહની ભાવના
ભાવો, તપે કાયા નિર્મલ કરો જી ॥ તપીને મહારી વં
દના હોજો, ઉદયરત્ન એમ ઉચ્ચરે જી ॥ ૧૦ ॥

॥ અથ નવપદની ॥

## ગહુંલી ૮૯ મી.

આતમરામ મુનિરાજીયા, ભવજળ તારણ નાવ
॥ મોરી સહીયો રે ॥ પાંચે યોગને સાધવા, લીધો તે મુ
નિવર માવ ॥ મોરી૦ ॥ ચાલોને ગીતારથ ગુરૂને વા-
દવા ॥ ૧ ॥ વૃત્તિ કહે યોગ પાંચમો, સાધન કરે સુવિ-
લાસ ॥ મોરી૦ ॥ અનુભવ અભ્યાસી સદા, કરતા
જ્ઞાન અભ્યાસ ॥ મો૦ ॥ ચા૦ ॥ ૨ ॥ પહેલો અધ્યા-
તમયોગ જે, ભાવનાયોગ તેમ જાણ ॥ મો૦ ॥ ધ્યાન-
યોગે ત્રીજો સહી, સમતાયોગ મન હોય ॥ મો૦ ॥ ચા૦
॥ ૩ ॥ એમ અનેક ગુણે શોભતા, વીર આણા લેઇ
માન ॥ મો૦ ॥ ગોયેમસ્વામી સમોસર્યા, રાજગૃહી ઉ-
દ્યાન ॥ મો૦ ॥ ચા૦ ॥ ૪ ॥ શ્રેણિકરાય આવે વાંદવા

સુધી આગમન ઉદંત ॥ મો૦ ॥ ક્ષાયિક સમકિતનો ધણી, વાંદે ગુરૂ ગુણવંત ॥ મો૦ ॥ ચા૦ ॥ ૫ ॥ ઇણ અવસર રાણી ચેલ્લણા, ભાવ સજી શણગાર ॥ મો૦ ॥ શ્રદ્ધાપીઠ ઉપર સહી, ગહૂંલી કરે મનોહાર ॥ મો૦ ॥ ॥ ચા૦ ॥ ૬ ॥ તવ ગોયમ દિયે દેશના, સેવો ભવિક સિદ્ધચક્ર ॥ મો૦ ॥ આંબિલ ઓળી આરાધિયે, જિમ ન પડો ભવચક્ર ॥ મો૦ ॥ ચા૦ ॥ ૭ ॥ પાંચે ધર્મીને ચાર ધર્મ છે, ધર્મી સેવ્યા ધર્મ હોય ॥ મો૦ ॥ મયણા ને શ્રીપાળનો, સંબંધ કહે સવિ સોય ॥ મો૦ ॥ ચા૦ ॥ ૮ ॥ વળી નવપદમય છે આતમા, આતમ નવપદ જોય ॥ મો૦ ॥ ધ્યેય ધ્યાતા ધ્યાન એકથી, ભેદ લહો નવિ હોય ॥ મો૦ ॥ ચા૦ ॥ ૯ ॥ આતમધર્મીને દેશના, ધારજો હૃદયે મઝાર ॥ મો૦ ॥ ખિમાવિજય જસ સંપદા, શુભવિજય સુખકાર ॥ મો૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥

## ગહુંલી ૯૦ મી.

અજીત જીણંદશું પ્રીતડી.—એ દેશી.

સહિયર ચતુર ચકોરડી, ગુણ ઓરડી હો થઇને ઉજમાલ ॥ આવો ગુરૂને ભેટવા, દુઃખ મેટવા હો સુણી ધર્મ રસાલ ॥ બલિહારી ગુણવંતની ॥ ૧ ॥ રૂજુ-

મતિ હો હોય કોડિ કલ્યાણ ॥ અ૦ ॥ એ આંકણી ॥ભા ગઠ ભાંજે ભવતણી, વળિ વાજે હો ધરે જીત નિશાણ ॥ બલિ૦ ॥ ૨ ॥ વળિ આતમ તત્ત્વની સેવના, શુભ દેશના હો સુણતાં જે રીઝ ॥ તેહિજ તત્ત્વ પ્રાપ્તિ તણું, પ્રભુ ભાંખ્યું હો આગમમાં બીજ ॥ બલિ૦ ॥ ૩ ॥ નમનાભિગમન વંદને, ગુરૂ વિનયે હો હોય લાભ અ-પાર ॥ સમકિત શુદ્ધ ગ્રહી સહી, તે વેહેલો હો લહે ભવજળ પાર ॥ બલિ૦ ॥ ૪ ॥ સ્વસ્તિક કારણ સ્વ-સ્તિયું, ગુરૂ આગળ હો રચિયે મનરંગ ॥ કુંકુમરોલ કચોલડાં, ધરિ ઊપર હો શ્રીફળ શુભ ચંગ ॥ બલિ૦ ॥ ૫ ॥ દ્રવ્ય મંગળથી ભાવિયે, ભાવમંગળ હો દાના દિક ચોક ॥ ઉપર સાકર સંપદા, સહિ પામે હો શુભ દૃષ્ટિ લોક ॥ બલિ૦ ॥ ૬ ॥ ચોક પૂર્યો ગતિ ચારનો, કરી ફેરા હો ભવમાંહિ અનંત ॥ આતમરામ સુગુરૂ હવે, મુઝ દીજે હો સહિ સુખ અનંત ॥ બલિ૦ ॥ ૭ ॥

## ગહૂંલી ૯૧ મી.

રૂડીને રઢિયાળી રે સમકિત શ્રાવિકા રે ॥ સજ ક-રિ શોલ ભલા શણગાર, કર ધરી રજત રકેબી સાર ॥ રૂડીને૦ ॥ ૧ ॥ કુંકુમ રૂડી માંહે કુંકાવટી રે ॥ કુંકુમ

થાળ ભર્યો કરિ શ્રીકાર નિરખવા ચાલી ગુરૂ દેદાર ॥ રૂડીને૦ ॥ ૨ ॥ સહિયર ટોળી રે સાથે મળી સંચરી રે ॥ જઇ ગુરૂકેરા વંદે પાય ॥ ગહૂંલી કરે શુભ ચિત્ત લાય ॥ રૂડીને૦ ॥ ૩ ॥ મંગલ કરતી રે નિજ આતમ ભણી રે ॥ વળિ ભલો કંકણુનો કરે રણુકાર ॥ થાય રૂડો ઝાંઝરનો ઝમકાર ॥ રૂડીને૦ ॥ ૪ ॥ લૂછણાં કરતી રે ગુરૂગુણ હેજશું રે ॥ શ્રીફળ ઠવતી કરે રંગરોલ ॥ જાણતી નથી કોઇ ગુરૂને તોલ ॥ રૂડીને૦ ॥ ૫ ॥ મંગલ કરતી હિયડે હેજશું રે ॥ વળિ સુણી આગમનો સમુદાય ॥ ભવજળ સાયર તરણ ઉપાય ॥ રૂડીને૦ ॥ ॥ ૬ ॥ ઉત્તમ ધરની રે શ્રવણે ચેતના રે ॥ સાંભળી હૈયડે હરખ ન માય ॥ પ્રેમ કહે જિમ અમિય સમાય ॥ રૂડીને૦ ॥ ૭ ॥ ઇતિ ॥

॥ અથ જયંતી શ્રાવિકાની ॥

## ગહુંલી ૯૨ મી.

### કૃતમલની દેશી.

॥ ચિત્તહર ॥ ચોવીશમા જિનરાય, નયરી કોસંબી સમોસર્યે ॥ ચિ૦ ॥ મનમોહન મુનિરાજ, ચઉદ હજારે પરવર્યા ॥ ૧ ॥ ચિ૦ ॥ સુરનર પરષદા બાર,

રતન ગઢે આવી ઠર્યા ॥ ચિં૦ ॥ બેઠા સિંહાસન નાથ, ચામર છત્ર અલંકર્યા ॥ ૨ ॥ ચિં૦ ॥ વંદે ઉદાયન ભૂપ, રૂપ ચાર દર્શન હિયે ॥ ચિં૦ ॥ સમકિતી વ્રતધર લોક, કોક કમલપરે વિકસિયે ॥ ૩ ॥ ચિં૦ ॥ રંભા અપ્સરા તામ, ગહૂંલી કરીને વધાવતી ॥ ચિં૦ ॥ રૂપે જયંતી સમાન, નામે જયંતી માહાસતી ॥ ૪ ॥ ચિં૦ ॥ વિર અક્ષર દોય મંત્ર, જપતી નિત્ય જપમાલિકા ॥ ॥ ચિં૦ ॥ ભક્તિ સોવન રસી દેહ, જેહ હજુરી શ્રાવિકા ॥ ૫ ॥ ચિં૦ ॥ નણંદ ભોજાઇ સાથ, નાથ આગળ ઉ-ભી રહી ॥ ચિં૦ ॥ પ્રશ્ન પૂછે કર જોડી, પ્રભુજી ઉત્તર દેતા સહી ॥ ૬ ॥ ચિં૦ ॥ જાગતા ઉંગતા કોણ, ઉદ્યમી આળસુ કોણ ભલા ॥ ચિં૦ ॥ ધર્મી અધર્મી લોક, શતક બારમે ભગવઇ વરા ॥ ૭ ॥ ચિં૦ ॥ સુણિ હરખિત કહે દેવ, મહેર નજર મહોટાતણી ॥ ચિં૦ ॥ થઇ હું જગવિખ્યાત, જો પ્રભુ પોતાની ગણી ॥ ૮ ॥ ચિં૦ ॥ વિચરો દેશ વિદેશ, પણ મુઝ હૃદય વસો સદા ॥ ચિં૦ ॥ શ્રી શુભવીર જિણંદ, છેહ ન દેશો મુઝ કદા ॥ ૯ ॥

## ગહુંલી ૯૩ મી.

સુત વાત કહું સાહેલી રે, ગુરૂ ગુણ ગાવા ટેવ પ-

ડી ॥ નહિં આવે ફરી આ એવી રે ॥ પુણ્યતણી આ એક ઘડી ॥ સુણ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સહુ સખીયે મળીને ચાલી રે, ગુરૂ આગળ જઇ પાય પડી ॥ એકેક થકી અધિકેરી રે, ગુરૂગુણ ગાતી હર્ષ ધરી ॥ સુ૦ ॥ ૨ ॥ ભવ અનંતા ભમતાં રે, પુણ્ય સંયોગે યોગ મળ્યો ॥ જિનવાણી અતી મીઠી રે, સુરતરૂ મહારે આજ ફળ્યો ॥ સુ૦ ॥ ૩ ॥ સંસાર સમુદ્રને તરવા રે, જોને એહિજ જાહજ સમી ॥ જિનવાણી અતિસારી રે ભવિજનને હૃદયે અતિય ગમી ॥ સુ૦ ॥ ૪ ॥ યોગ્ય જીવને હિતકારી રે, શાંત સુધારસ એ વાણી ॥ નય નિક્ષેપ પ્રમાણી રે, અનેક ગુણુની જે ખાણી ॥ સુ૦ ॥ ॥ ૫ ॥ રત્નત્રયનું કારણ રે, તારણ ભવ્યને એહ સહી ॥ સરસ સુધારસ જેહવી રે, દેવેંદ્રસૂરિયે એહ કહી ॥ સુ૦ ॥ ૬ ॥ પ્રભુ મુખબિંટથી ખરતી રે, ગણધર લીયે ચિત્ત ધરી ॥ અંગ ઉપાંગની રચના રે, નયગમ ભંગ અનેક કરી ॥ સુ૦ ॥ ૭ ॥ પ્રવચન કુશમે ગુંથી રે, મુનિવર રાજને કંઠ ઠવી ॥ દેવેંદ્રસૂરિ એમ ભાંખે રે, ભવિજન પ્રાણી એ ખેત ભણી ॥ સુ૦ ॥ ૮ ॥ સ્વસ્તિક પૂરે મનરંગે રે, ગુરૂ મુખ જોતી સુવિશાલા ॥ પ્રેમેથી

ભવિજન ભાવો રે, અમર લહે તર શિવબાલા ॥ સુ॰ ॥ ૯ ॥ ઇતિ ॥ ૯૩ ॥

## ગહુલી ૯૪ મી.

### ધોળની દેશીમાં.

દેશ મૂલકને રે પરગણાં, હાકમ હુકમ કરંત ॥ છડિદાર ચોપદાર ઉભલા, એ સહુ મહોટા ભાઇ ધરંત ॥ રૂપૈયાની શોભા રે શી કહું ॥ ૧ ॥ કસબી છોગાલી પાલખી, રથ ધરી ઘુઘરમાલ ॥ સેવક હીંડે રે મલપતા, ધનપાલ ઘોડીની ચાલ ॥ રૂપૈયા॰ ॥ ૨ ॥ ઉંચા ઉંચા મંદિર માળિયાં, ખાજલીયાલા છે ગોખ ॥ કોરણીયાળા છે ગોખ ॥ રૂ॰ ॥ ૩ ॥ આવો બેસો રે સહુ કરે, વળી દીયે આદરમાન ॥ તોયે પણ બેસે નહીં, નહીં સાંભળે દેઇ કાન ॥ રૂ॰ ॥ ૪ ॥ નિર્ધન આપે રે ઢુકડો, ન દીયે આદરમાન ॥ મહોડું મરડી નીચું જુએ, પગ મેલવાનું નહીં ઠામ ॥ રૂ॰ ॥ ૫ ॥ ગ્રથ વિનાનો રે ગાંગલો, ગરથે ગાંગા રે શેઠ ॥ ગરથ વિનાના રે શેઠીયા, દીસે કરતા રે વેઠ ॥ રૂ॰ ॥ ૬ ॥ વિવા વાજમે ઊજલા, સંપત્તિ નામ ધરાય ॥ જગમાં કહેવાયા રે ઉજલા, એ સહુ મહોટા ભાઇ પસાય ॥ રૂ॰ ॥ ૭ ॥

સંગ્રામ શોની રે વાવરે, મ્હોરો છત્રીશ હજાર ॥ વસ્તુ પાળ તેજપાળ ઉજળા, એ સહુ જગત મઝાર ॥ રૂ૦ ॥ ૮ ॥ દીપવિજય કવિરાજને, હોજો મંગલ માળ ॥ જગમાં કહેવાયા રે ઉજળા, કોરડીયાળાને માન ॥ પુહડીયાળાને માન ॥ રૂ૦ ॥ ૯ ॥ ઇતિ ॥ ૯૪ ॥

## ગહૂંલી ૯૫ મી.

એતો અમલ કપ્પ ઉદ્યાનમાં, દેવાચી નારી ॥ એતો રૂપ કળા સુગુ ભારી હો ॥ એતો ધારી રે સમ ભાવી રે, આવી વંદે વીરને જી ॥ ૧ ॥ દેઇ પ્રદક્ષિણા સ્વામીને ॥ દે૦ ॥ એતો નિજ નિજ નામ સુણાવી હો ॥ એતો ભાવે રે વધાવે રે, પ્રભુને નાચે રંગશું જી ॥૨ ॥ છમછમ છમકે વીંછીયા ॥ દે૦ ॥ એતો ઘમઘમ ઘુઘરા વાગે હો ॥ એતો રાગે રે પ્રભુ આગે રે સંગે સ્વર આલાપતી જી ॥ ૩ ॥ જણણુણુ વીણુ વજાવતી ॥ દે૦ ॥ એતો ઘણુણુણ ઘુમણી લેતી હો ॥ એતો દેતી રે કર તાલી રે, તાલી ગાતી ગીતને જી ॥ ૪ ॥ દોં દોં ધપ મપ છંદશું ॥ દે૦ ॥ એતો વાગે મૃદંગ સુઢંગી હો ॥ એતો રંગી રે ગુણ સંગી ચંગી વાગે વાંસળી જી ॥ ૫ ॥ થેઇ થેઇ થેઇ મુખ ઉચ્ચરે ॥ દે૦ ॥એતો બિચ બિ-

ચ અંગને વાળી હો ॥ એતો બાલી રે સુકુમાલી રે, ભાળી મુખડું વીરનું જી ॥ ૬ ॥ લળી લળી દેતી ઉ-વારણાં ॥ દે૦ ॥ એતો સમકિત નિર્મળ કરતી હો ॥ એતો ધરતી રે ગુણ ધરતી રે, જિહાં પ્રભુજી વિચરતા જી ॥ ૭ ॥ એણી પરે નાચી નમી કરી ॥ દે૦ ॥ એતો અનુભવ-સુખ મતવાળી હો ॥ એતો ગાળી રે નિજ ભવ ટાળી રે દુઃખડું પહોતી સ્વર્ગમાં જી ॥ ૮ ॥ વા-ચક રામવિજય કહે ॥ દે૦ ॥ એતો સમકિતરંતની કરણી હો ॥ એતો વરણી જિનભક્તિ નીસરણી હો ॥ શિવમંદિરતણી જી ॥ ૯ ॥ ઇતિ ॥ ૯૫ ॥

## ગહુંલી ૯૬ મી

તે તરિયા ભાઈ તે તરિયા.—એ દેશી.

આજ નગરમાં મહિમા ઓચ્છવ ભલે અમ્હ ગુરૂ આવ્યા રે ॥ સંઘ સહુને મનમાં ભાવ્યા આણંદ હરખે વધાવ્યા રે ॥ આજ૦ ॥ ૧ ॥ પંચ સમિતિ ત્રણ ગુ-પ્તિયે ગુપ્તા, છક્કાય જીવને પાળે રે ॥ પંચ માહાવ્રત સૂધાં ધારે, પંચાચારશું માલે રે ॥ આજ૦ ॥ ૨ ॥ આ ગમ ગુરૂનો સાંભળી હર્ષિત, વંદન બહુજન આવે રે ॥ નર નારી તો મળિ મળિ ટોળે, ગુરૂગુણ ગહૂંલી ગાવે

રે ॥ આજ૦ ॥ ૩ ॥ શુભ પરિણતિ વર પટ્ટ બિછાઈ, આત્મ થાળ લઈ હાથે રે ॥ શુભરતિ કુંકુમ નિજગુણ તાંદુલ, સમકિત શ્રીફળ સાથે રે ॥ આજ૦ ॥ ૪ ॥ જિનવાણી બહુરંગી ઓઢણી, ઓઢી મનને ભાવે રે ॥ જ્ઞાનાદિક ગુણ લૂછણાં રૂડાં, ભાવશું શાલિ વધાવે રે ॥ ॥ આજ૦ ॥ ૫ ॥ દ્રવ્યને ભાવે ગુરૂને વંદી, સાંભળો વીર પ્રભુ વાણી રે ॥ તપ જપ નિયમ વ્રત બહુ કીજે, મહુક ભાવના આણી રે ॥ આજ૦ ॥ ૬ ॥ ઇતિ ॥૯૬

## ગહુંલી ૯૭ મી,

અંબસાલ ઉદ્યાનમાં, કાંઇ વિચરંતા વીર જીણંદ રે ॥ સમવસરણ દેવે રચ્યું, કાંઇ બેઠા નયનાનંદ ॥જિનજીને બોલડીયે ॥ મોહ્યા મોહ્યા રે સુર નર લોક ॥ ॥ જિ૦ ॥ ૧ ॥ પર્ષદા બાર તિહાં મતી, કાંઈ બેઠી નમી શુભ ચિત્ત રે ॥ કોડી ગમે સેવા કરે, કાંઇ નિર્જર નેપુર હુંત ॥ જિ૦ ॥ ૨ ॥ ચઉમુખ ચઉદિશિ વીરજી, કાંઇ દેવે દેશના સાર રે ॥ દાન શીયલ તપ ભાવના, કાંઈ શિવપુર મારગ ચાર ॥ જિ૦ ॥ ૩ ॥ ચાર નિકાયના દેવતા, કાંઇ અણુ હુંતે એક કોડી રે ॥ સેવા કરે પ્રભુજીતણી, કાંઇ ઉભા બે કર જોડી ॥ જિ૦ ॥ ૪ ॥ વનપાલકે જઇ વીનવ્યો, કાંઇ શ્રી કોણિક માહારાય રે

॥ સપરિવારશું આવિયો, કાંઇ બેઠો નમિ પ્રભુ પાય ॥ જિં૦ ॥ ૫ ॥ સમતારસમચી દેશના, કાંઇ ભાંખે વીર કૃપાલ રે ॥ નયગર્ભિત સુણો બોલડા, કાંઈ હરખ્યો ચિત્ત ભૂપાલ ॥ જિં૦ ॥ ૬ ॥ મિથ્યામત દૂરે ટળ્યો, કાંઇ ઉગ્યો સમકિત સૂર રે ॥ મોહ મહામદ મોડિયો, કાંઇ પ્રગટયો આતમ નૂર ॥ જિં૦ ॥ ૭ ॥ કોણિક ધરણી ધારણી, કાંઇ ભરી અક્ષત શુચિ થાલ રે ॥ જિન આગળ સ્વસ્તિક કરે, કાંઇ કુંકુમ રંગ રસાળ ॥ જિં૦ ॥ ૮ ॥ મળીને સો ગાવે તિહાં, કાંઇ પ્રભુ ગુણ ભક્તિ સલોક રે ॥ જ્ઞાન સુજસ વિનોદમાં, કાંઇ મગ્ન હુઆ બહુ લોક ॥ જિં૦ ॥ ૯ ॥

## ગહુંલી ૯૮ મી.

કઠઆરાં હો નણુદિ વાજાં વાજીયાં.—એ દેશી.

પંચ મહાવ્રત હો પાળતા, પાળતા જીવ છકાય ॥ મોરી આછી બહેની, ચતુર ચોમાસુ ગુરૂજી આવિયા ॥ એ આંકણી ॥ સંઘ સહુને હો મન ભાવતા, ભાવતા પ્રવચન માય ॥ મોરી૦ ॥ ચ૦ ॥ ૧ ॥ ઠામ ઠામ હો ભવિ બોધતા, રોધતા વિષય પ્રમાદ ॥ મો૦ ॥ પુણ્ય પ્રભાવે હો ગુરૂ ઇહાં, મળિયા ધર્મના વાદ ॥ મો૦

॥ ચ૦ ॥ ૨ ॥ શોલ શણગાર સજી સુંદરી, ગાવેજી ગીત રસાળ ॥ મોરી૦ ॥ ગહૂંલી રચે મન રંગશું, સુણીયેજી સૂત્ર વિશાળ ॥ મોરી૦ ॥ ચ૦ ॥ ૩ ॥ ધવલ મંગળ ગાવે ગોરડી, વાજંતે ઢોલ નિશાન ॥ મોરી૦ ॥ લલિ લલિ ક્રીજે જી લુછણાં, ધરતાજી ધર્મનું ધ્યાન ॥ મોરી૦ ॥ ચ૦ ॥ ૪ ॥ નગર લોક સહુ હરખિયાં વાધ્યોજી ધર્મનો રંગ ॥ મોરી૦ ॥ વીર શાસન માંહે એહવા, મલૂક ભાવ અભંગ ॥ મોરી૦ ॥ ચ૦ ॥ ૫ ॥

॥ અથ ચક્કેસરી માતાની ॥

## ગહુંલી ૯૯ મી.

અલબેલી રે ચક્કેસરી માત, જોવાને જઇયે ॥ જેહનાં સોવન વર્ણાં ગાત્ર, જોવાને જઇયે ॥ એ આંકણી ॥ જોવા જઇયે પાવન થઇયે, દેખી મન ગહગહીયે રે ॥ એક તીરથ બીજી જગદંબા, વંદી સંપત લહીયે ॥ જો૦ ॥ ॥ અ૦ ॥ ૧ ॥ આઠ ભુજાળી અતિ લટકાળી, મૃગપતિ વાહન વાલી રે ॥ જિનગુણ ગાતી લેતી તાલી, તીરથની રખવાળી ॥ જો૦ ॥ અ૦ ॥ ૨ ॥ શ્રી સિદ્ધાચળ ગિરિપર ગાજે, દેવી દેવ સમાજે રે ॥ રંગિત જાળી ગોખ બિરાજે, ઘડી ઘડી ઘડીયાળાં વાજે ॥ જો૦ ॥ અ૦

॥ ૩ ॥ ઘાટડી લાલ ગુલાલ સોહાવે, પીળા રાતા ચરણા રે ॥ બહુ શોભે છે જગ જનનીને, કેશર કુંકુમ વરણા ॥ જો૦ ॥ અ૦ ॥ ૪ ॥ ખલકે કર કંકણને ચૂડી નવસરો હૈયડે હાર રે ॥ રત્નજડિત ઝાંઝર છે ચરણે, ઘુઘરીયે ઘમકાર ॥ જો૦ ॥ અ૦ ॥ ૫ ॥ નાકે મોતી ઉજ્જવલ વાને, બાજુબંધ બેહુ બાંહે રે ॥ કેડે કટિ મેખલા રણજાણતી, ઝલકે હીરા માંહે ॥ જો૦ ॥ અ૦ ॥ ॥ ૬ ॥ દેશ દેશના ન્હાના મહોટા, સંઘ લઈ સંઘવી આવે રે ॥ તે સહુ પહેલાં શ્રીફળ ચૂનડી, જગજનની ચઢાવે ॥ જો૦ ॥ અ૦ ॥ ૭ ॥ ધન્ય ધન્ય એ શ્રી પુંડરગિરિ જિહાં, જગદંબાનો વાસ રે ॥ જે કોઇ એ તીરથને સેવે, તેહની પૂરે આશ ॥ જો૦ ॥ અ૦ ॥ ૮ ॥ સંઘવી સંઘતણી રખવાળી, શ્રી જિન સેવા કારી રે ॥ દીપવિજય કહે માંગલિક કરજો, છે બહુ શોભા તારી ॥ જો૦ ॥ અ૦ ॥ ૯ ॥ ઇતિ ૯૯ ॥

## ગહુંલી ૧૦૦ મી.

શામળિઆ શામજી રે.—એ દેશી.

જ્ઞાન ગુણે વર્યા રે, અરિહા અજિત જિણંદ ભગવાન ॥ આવી સમોસર્યા રે, નયરી સાકેતન ઉદ્યાન ॥

સાથે પટોધરા રે, સિંહસેનાદિક વર ગણધાર ॥ એક લાખ મુનિવરા રે, જ્ઞાન ક્રિયાના જે ભંડાર ॥ ૧ ॥ ક્ષપક આરોહિને રે, મુનિ ગુણઠાણે વધતા જાય ॥ વર નિરમોહીને રે, કેઇ મુનિ ઘાતી કરમ ખપાય ॥ કેઇ પરિપાટીયે રે, દુક્કર તપ અભિગ્રહ કરનાર ॥ ઇમ બહુ ધાટીયે રે, પ્રભુને સંગે છે પરિવાર ॥ ૨ ॥ સહુ દેવે મળી રે, કીધું સમવસરણ મંડાણ ॥ બેઠા મન રલી રે, ત્રીજા ગઢમાં ત્રિભુવન ભાણ ॥ જઇ આરામીયે રે, દીધી વધાઈ પ્રભુની તામ ॥ ષટખંડ સામીયે રે, પૂરતિ મનોવાંછિત કામ ॥ ૩ ॥ બહુ આડંબરે રે, આવે ચક્રિસાગર ઉત્સાહ ॥ ભક્તિ પુરસ્સરે રે, વાંદે પ્રભુજીના પાય ॥ પ્રભુ દીયે દેશના રે, ભવિયણને પ્રેમ પ્રકાશ ॥ ચાર પ્રકારને અનુસરી રે, પામો ભવિયણ ભવ નિસ્તાર ॥ ૪ ॥ સખીયે પરવરી રે, નામે રત્નસુકેશા નાર ॥ અતિ હરખે કરી રે, પૂરે મંગલ આઠ ઉદાર ॥ ત્રણ ખમાસણે રે, વાંદે વધાવે થઇ ઉજમાલ ॥ રંગભરથી સુણે રે, પ્રભુનાં અમૃત વયણ રસાલ ॥ ૫ ॥ ઇતિ ॥

## ગહુંલી ૧૦૧ લી

દ્વારિકા નયરી સુંદરૂ ॥ તારૂજી ॥ સહસાવન અ-

ભિરાસ હો ॥ ગુણવંતી ગહૂંલી કરે ફાગમાં ॥ વારૂજી ॥ ૧ ॥ નેમ જિણંદ સમોસર્યા ॥ તા૦ ॥ વનપાલક દીયે વધાઈ હો ॥ ગુ૦ ॥ શ્રી કૃષ્ણ અગ્રમહીષી અષ્ટશું ॥ તા૦ ॥ વંદન પડહ વજાય હો ॥ ગુરૂ૦ ॥ ૨ ॥ પંચ અભિગમ સાચવી ॥ તા૦ ॥ વાંદે તિહાં ગોવિંદ હો ॥ ગુ૦ ॥ જગગુરૂ આગળ ગહૂંલી કરે ॥ તા૦ ॥ દેખી પ્રભુ મુખ અરવિંદ હો ॥ ગુરૂ૦ ॥ ૩ ॥ શ્રદ્ધારત્ન ચોક ઉપરે ॥ તા૦ ॥ ભક્તિ કુંકુમ રંગ રોલ હો ॥ ગુ૦ ॥ પંચ પ્રમાદની તર્જના ॥ તા૦ ॥ પંચ રત્ન ઠવિત અમોલ હો ॥ ગુરૂ૦ ॥ ૪ ॥ જ્ઞાન ગુલાલ ઉડાવતાં ॥ તા૦ ॥ તપ અબીર ભરિ ભરિ મૂકિ હો ॥ ગુ૦ ॥ દર્શન પીચકારી ભરી ॥ તા૦ ॥ ચારિત્ર પરિમલ ઉત્કંઠી હો ॥ ॥ ગુરૂ૦ ॥ ૫ ॥ ભાવના વસંત ગાયે તિહાં ॥ તા૦ ॥ ગિરૂઆ નેમની પાસ હો ॥ ગુ૦ ॥ સમકિત ફગુવા તિહાં દિયે ॥ તા૦ ॥ જેથી જાયે ભવની કાશ હો ॥ ॥ ગુરૂ૦ ॥ ૬ ॥ ગહૂંલી એણીપરે કીજીયે ॥ તા૦ ॥ પામે મુક્તિ વિલાસ હો ॥ ગુ૦ ॥ પંડિત જ્ઞાન શિવપદ લહે ॥ તા૦ ॥ વિનગે સફળ હોયે આશા હો ॥ ગુ૦॥૭॥

## ગહુંલી ૧૦૨ જી.

રામચંદ્રકે બાગ ચાંપો મોરી રહ્યો રી.—એ દેશી.

ચંપાનયરી ઉદ્યાન, સુરતરૂ મોરી રહ્યો રી ॥ વીર પટોધર ધીર, સોહમ આય રહ્યોરી ॥ ૧ ॥ જીય કોહ જીય માન, માયા લોભ દહ્યોરી ॥ સંપૂરણ શ્રુતજ્ઞાન, જિનવર બિરૂદ વહ્યોરી ॥ ૨ ॥ આશ્રવ વિષય પ્રમાદ, નિદ્રા પંચ તજેરી ॥ દશવિધ સમાચારી, ષટવિધ જયણા ભજેરી ॥ ૩ ॥ ઉપકારે ધરે બાર, ભાવના તપ પડિમારી ॥ નિઃકારણ જગબંધુ, રવિ શશી મેહ સમારી ॥ ૪ ॥ કંચન કમલ વિચાલ, બેસી ધર્મ કહેરી ॥ જેહથી ભવિયણ લોય, આતમ તત્ત્વ લહેરી ॥ ૫ ॥ કોણિક ભૂપતિ નારિ, ઘોયલી ગેહ્લી કરેરી ॥ માણક મોતિ વધાય, પુણ્ય ભંડાર ભરેરી ॥ ૬ ॥ જિનશાસનની ભક્તિ, કરતાં પાપ હરેરી ॥ સોહવ સરિખે સાદ, ઘોયલી ગીત ભણેરી ॥ ૭ ॥ ઇતિ ॥ ૧૦૨ ॥

## ગહુંલી ૧૦૩ જી.

આછે લાલની દેશી.

જ્ઞાનાદિક ગુણખાણ, રાજગૃહી ઉદ્યાન ॥ ગણધર

લાલ ॥ સોહમ સામી સમોસર્યા જી ॥ ૧॥ કંચન ગોર શરીર, વાણી ગંગા નીર ॥ ગ૦ ॥ ત્રિહું પંથે પસરે સ સદા જી ॥ ૨ ॥ અંગ ઉપાંગહ બાર, દશવિધ રૂચીનો ધાર ॥ ગ૦ ॥ દુગવિધ શિક્ષા ઉપદિસે જી ॥ ૩ ॥ તેર ક્રિયા વ્રત બાર, ગિહિ પડિમા અગીયાર ॥ ગ૦ ॥ શ્રાવક ગુણ ભેદ સિદ્ધના જી ॥ ૪ ॥ વિનય વૈય્યાવચ્ચ કલ્પ, ધરે દશવિધ છ અકલ્પ ॥ ગ૦ ॥ વંદન દોષ વિકથા તજે જી ॥ ૫ ॥ કુંકુમ રોલ કચોલ, ગહૂંલી કરે રંગરોલ ॥ ગ૦ ॥ અક્ષત શ્રીફલ ઉપરે જી ॥ ૬ ॥ મગધાધિપની નારી, શોલ સજી શણગાર ॥ ગ૦ ॥ લખી લળિ કરતી લૂછણાં જી ॥ ૭ ॥ જોતી ગુરૂમુખ ચંદ, પાગતી પરમાનંદ ॥ ગ૦ ॥ ચતુર ચકોરડી ગોરડી જી ॥ ૮ ॥ સુરવધૂ નરવધૂ કોડિ, મળિ મળિ સરખી જોડિ ॥ ગ૦ ॥ ગાવે જિનશાસન ધણી જી ॥ ૯ ॥

## ગહુંલી ૧૦૪ થી.

પંચમ પદને ગાઇયે રે.—એ દેશી.

શ્રુતનાણી શ્રુતધર ગુરૂ રે, પંચાશ્રવના ત્યાગી રે ॥ દશત્રિક વેત્તા ભાવ સમેતા, સંવર તપ સોભાગી ॥ ધન ગુરૂ વંદો રે ॥ વંદો રે જગત હિતકારી ॥ ધન૦ ॥

॥ એ આંકણી ॥ ૧ ॥ જીવાભિગમ એ સૂત્રજમાંહે, જીવાજીવ વિચાર રે ॥ ઈગ દુ તિ ચઉ પણ છવિહા, જુજુઆ ભેદ ઉદાર ॥ ધન૦ ॥ ૨ ॥ શશી રવિ ગ્રહ નક્ષત્ર તારા, જંબુ લવણે ભમણા રે ॥ ધાઇય ત્રિગુણા ભણજો સઘળે, ચઉદિશિ ફરે પરિભમણા ॥ ધન૦ ॥ ૩ ॥ ઈણ પરે દેશના હિયે ગુણ નાણી, પુણ્ય પાપ ઓળખાણી રે ॥ શ્રદ્ધા ભાસન તત્ત્વરમણથી, થાયે અનુભવ નાણી ॥ ધન૦ ॥ ૪ ॥ શ્રદ્ધાવંત સુશ્રાવિકા રે, નિસુણી શ્રી જિનવાણી રે ॥ સન્મુખ જોતી અક્ષત પૂરતી, મુક્તિપદની નિશાની ॥ ધન૦ ॥ ૫ ॥ ચિહુ ગતિ દુઃખડાં ચૂરતી રે, ઠવતી પંચ રતન્ન રે ॥ પ્રભુગુણ ગાતી પાપ પખાલતી, પ્રણમી શુણતી ધન્ય ॥ ધન૦ ॥ ૬ ॥ મુક્તાફલ વર થાલ વધાવી, લેતી સમકિત રંગ રે ॥ જગગુરૂનો વિનય સાચવતી ખેમે, ધરતી ધ્યાન તરંગ ॥ ધન૦ ॥ ૭ ॥ ઇતિ ॥ ૧૦૪ ॥

## ગહુંલી ૧૦૫ મી.

આકુળ મથુરાં રે વાલા.—એ દેશી.

મહાસેન વનમાં રે આવે, તિહાં શ્રી વીરજિણંદ સુહાવે ॥ સમવસરણ તિહાં સુર વિરચાવે, ચોશઠ ઈ

દ્ર નમે અર્ચાવે ॥ મહા૦ ॥ ૧ ॥ શમ દમ શાંત ગુણેતે ભરિયા, જાણે જંગમ નાણુના દરીના ॥ ચાદ સહસ મુનિશુ પરવરિયા, રાજગૃહી નયરી સંચરીયા ॥ મહા૦ ॥ ૨ ॥ રાજા શ્રેણિક વંદન આવે, ચેલણારાણી સાથે સુહાવે ॥ બારે પર્ષદા વંદે ભાવે, દેશના સુણી મન રંજન થાવે ॥ મહા૦ ॥ ૩ ॥ ગુરૂમુખ આગળ ગહુંલી કીજે, નરભવ પામી લાહો લીજે ॥ કુંકુમ ઘોલી મોતીડે વધાવે, ભાવે સમકિત શુદ્ધજ થાવે ॥ મહા૦ ॥૪ ॥ શ્રી ચંદ્રોદય રત્નસૂરિંદ, નિર્મળ ઉગ્યો પૂનમ ચંદ ॥ જાણે જંગમ મોહન વેલી, ટોળે મળિ મંગળ ગાય સાહેલી ॥ મહા૦ ॥ ૫ ॥ ગહુંલી ગાઇ રંગ રસાળી, ગુણિજન હૃદય કમલમાં વાળી ॥ શ્રી વિજયરાજ સૂરીશ્વર રાયા, જે પ્રણમે તે શિવસુખ પાયા ॥ મ૦ ॥૬॥

## ગહુંલી ૧૦૬ ઠી.

ચાલો સાહેલી, જંગમ તીરથ વંદન કરવા જઇયે હાંરે મુનિ મુખ નિરખી, આપણુ સરવે સાથે પાવન થઇયે ॥ ચા૦ ॥ પંચ મહાવ્રત તો જે નિત્ય પાળે, સમિતિ સમદૃષ્ટિ સમભાલે ॥ ષટકાય જીવ નિત્ય પ્રતિપાળે, પંચેંદ્રિય વિષયને ટાળે ॥ ચાલો૦ ॥ ૧ ॥ નર

ત્રિધ બ્રહ્મ ગુપ્તિ જે ધારે, ચાર કષાય ચોરને વારે ॥ વળી ત્રણ દંડને મન શું વારે, ત્રણ ગુપ્તિશું આતમ તારે ॥ ચાલો૦ ॥ ૨ ॥ થાવર નિરય તિરિ ગતિ નાવે, દેવ મનુષ્ય પદવિ પાવે ॥ એમ શુદ્ધ સંયમ મન ભાવે તે મુનિવર મુક્તિ જાવે ॥ ચાલો૦ ॥ ૩ ॥ રાગ દ્વેષને જેણે પરહરિયા, મુનિ ગુણ સમતારસના દરિયા ॥ એમ ગુણ સત્તાવીશે ભરિયા, તે મુનિવર શિવરમણી વરિયા ॥ ચાલો૦ ॥ ૪ ॥ ગણધર આગળ ગહૂંલી કીજે કુંકુમ અક્ષત થાલ ભરીજે ॥ સુણી વાણી દીલડાં રીજે નરભવ પામી લાહો લીજે ॥ ચાલો૦ ॥ ૫ ॥ દ્વાદશ અંગ ગુણે ભરિયા, જિન મારગ આરાધે કરિયા ॥ જેણે તાર્યા છે આપણા પરિયા, સંવેગ સુધારસ સંચરિયા ॥ ચા૦ ॥ ૬ ॥ વિજયરાજ સૂરીશ્વર ગચ્છરાયા પટ્ટોધર ચદ્રોદય ગાયા ॥ જિનવાણી સુધારસ પાયા, ભવિ જીવે નિર્મળ ગુણ ગાયા ॥ ચાલો૦ ॥ ૭ ॥

## ગહુંલી ૧૦૭ મી.

થારા મહેલા ઉપર મેહ ઝરૂખે વિજળી. હો લાલ. ઝરૂખે૦—એ દેશી.

શોલ કરી શણગાર, સોહાગણ ભામિની હો લાલ

॥ સોહાગણ ભામિની ॥ ઓઢી નવરંગ ઘાટ, ચાલે ગજગામિની હો લાલ ॥ ચા૦ ॥ શીરાવતી કર થાળ, ગ્રહી કુંકુમ ભરી હો લાલ ॥ ગ્રહી૦ ॥ આવે સમોસરણ માંહે, હૈયે ઉલટ ધરી હો લાલ ॥ હૈયે૦ ॥ ૧ ॥ સિંહાસન મણિ પીઠ, વિરાજત જગ ધણી હો લાલ ॥ ॥ વિરાજત૦ ॥ વીરજિનેશ્વર વાણિ, વખાણે અતિ ઘણી હો લાલ ॥ વખાણે૦ ॥ ષટ ઘટિ પર્યંત, પ્રકાશે પરવડો હો લાલ ॥ પ્રકાશે૦ ॥ નૈગમ અર્થ પ્રવાહ, ત્રિભુવન દીવડો હો લાલ ॥ ત્રિભુ૦ ॥ ૨ ॥ કુમતિ મત અંધકાર, હરે જ્યું દિનમણિ હો લાલ ॥ હરે૦ ॥ પાષંદ હર્ષિત થાય, લહે જિમ સુરમણિ હો લાલ ॥ લહે૦ ॥ સુણી પ્રભુની વાણી, કરે ગુણ ગહૂંઅલી હો લાલ ॥ કરે૦ ॥ આઢા ચોખા માન ॥ સોપારી ઉજળી હો લાલ ॥ સોપારી૦ ॥ ૩ ॥ વધાવે મુનિરાય કે, દિલમાંહે હરખતી હો લાલ કે ॥ દિલ૦ ॥ ગુરૂ મુખ પૂનમચંદ કે, નયણે નિરખતી હો લાલ કે ॥ નયણે૦ ॥ પામી સ્ત્રી અવતાર, ગણે એ સારતા હો લાલ ॥ ગણે૦ ॥ ખારા સમુદ્ર માંહે, એ મીઠી વારતા હો લાલ ॥ એ મીઠી૦ ॥ ૪ ॥ ગોરી ગાવે ગીત, ગુરૂ ગુણ રસ ચઢી હો લાલ

॥ ગુરૂ૦ ॥ રાગ દ્વેષ દોય ચોર, સંઘાતે અતિ વઢી હો લાલ ॥ સંઘાતે૦ ॥ કરે પ્રશંસા દેવ કે, ધન ધન એ ત્ર-શા હો લાલ કે ॥ ધન૦ ॥ મનુજપણાનો લાહો, લીયે છે શુભદશા હો લાલ કે ॥ લીયે છે૦ ॥ ૫ ॥ પધારે દેવ છ દે, તીર્થંકર મલપતા હો લાલ ॥ તીર્થં૦ ॥ આવી બે સે પદઠાણ, શ્રી ગૌતમ દીપતા હો લાલ ॥ શ્રી ગૌ૦ ॥ સૂત્રતણી જલધાર, વરસાવે વેગશું હો લાલ ॥ વર-સાવે૦ ॥ વિબુધ દર્શન વૃક્ષ, વધારે નેગશું હો લાલ ॥ ॥ વધારે૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧૦૭ ॥

॥ અથ પર્યુષણની ॥

## ગહુંલી ૧૦૮ મી.

પરવ પજુસણ પુણ્યે પામી, શ્રાવક કરે એ કરણી જી ॥ આઠે દિન આચાર પળાવે, ખંડણ પીસણ ધર-ણી જી ॥ સૂક્ષ્મ બાદર જીવ ન વિણાસે, દયા તે મનમાં જાણે જી ॥ વીરજિનેસર નિત પૂજીને, સૂધો સમકિત આણે જી ॥ ૧ ॥ વ્રત પાળે ને ધરે તે શુદ્ધિ, પાપ વ-ચન નવિ બોલે જી ॥ કેસર ચંદને જિન સવિ પૂજે, ભવભય બંધન ખોલે જી ॥ નાટક કરીને વાજિત્ર વ-જાડે, નર નારીને ટોળે જી ॥ ગુણ ગાવે જિનવરના ઇ-

મુ વિધ, તેહને કોઈ ન તોલે જી ॥ ૨ ॥ અઠ્ઠમ ભત્ત કરી લઇ પોસહ, બેસી પૌષધ સાલે જી ॥ રાગ દ્વેષમદ મત્સર છાંડી, કૂડ કપટ મન ટાળે જી ॥ કલ્પસૂત્રની પૂજા કરીને, નિશિદિન ધર્મે માલે જી ॥ એહવી કરણી કરતાં શ્રાવક, નરક નિગોદિક ટાળે જી ॥ ૩ ॥ પડિક્કમણું કરિયે શુદ્ધ ભાવે, દાન સંવત્સરી દીજે જી ॥ સમકેતધારી જે જિનશાસન, રાત્રિ દિવસ સમરીજે જી ॥ પારણવેળા પડિલાભીને, મનોવાંચ્છિત મહોત્સવ કીજે જી ॥ ચિત્ત ચોખે પજુસણ કરશે, મન માન્યાં ફળ લેશે જી ॥ ૪ ॥ ઇતિ ॥ ૧૦૮ ॥

## ગહુંલી ૧૦૯ મી.

વીરજીને વચને અમૃત રસ ઝરે રે.—એ દેશી.

ભક્તિ કરીજે રે ભવિ શ્રુતધરતણી રે, જેહની સાખ ભરે જિણુદેવ ॥ સંદેહ પૂછીજે નિત મેવ ॥ ભક્તિ० ॥ ૧ ॥ તુંગીયા નામે રે નગરી અતિ ભલી રે, જિહાં શ્રાવક બારે વ્રતધાર ॥ જેહનાં મોકલાં ઘરતણાં બાર ॥ ભક્તિ० ॥ ૨ ॥ ગુણના રાગી રે જાણ નવતત્ત્વના રે જિનમત રંજિત જેહની મીંજ ॥ વાવ્યું સમકિત સુરતરૂ બીજ ॥ ભક્તિ० ॥ ૩ ॥ તેણહિજ નયરે રે થિ-

વિર સમોસર્યા રે, પાશ સંતાનીયા શ્રુત ભંડાર ॥ સાથે પાચશેં છે અણગાર ભક્તિ૦ ॥ ૪ ॥ પુષ્ફવઈ ચૈત્યે રે અવગ્રહ અવગ્રહી રે, તે સુણી શ્રાવક હર્ષિત થાય ॥ ગુરૂપદ વાંદવા સંઘ તિહાં જાય ॥ ભક્તિ૦ ॥ ૫ ॥ ગહૂંલી કરે રે શુભ ચિત્તે શ્રાવિકા રે, ગુરૂ મુખ નિરખી હર્ષિત થાય ॥ વાંદી બેસે યથોચિત ઠાય ॥ ભક્તિ૦ ॥ ॥ ૬ ॥ ધર્મ સુણીને રે શ્રાવક વીનવે રે, સંયમ ફળ તપફળર્થી હોય ॥ પૂછયા પ્રશ્ન તિહાં એમ દોય ॥ ભ૦ ॥ ૭ ॥ સંયમ કેરૂં રે ફળ અનાશ્રવ કહ્યું રે, તપફળ નિર્જરા તે હોય ॥ એમ કહે ઉત્તર મુનિ સહુ કોય ॥ ॥ ભક્તિ૦ ॥ ૮ ॥ વળી તે પૂછે રે કહો તુમે પૂજ્યજી રે તો કિમ દેવગતિ તે જાય ॥ ગુરૂ કહે સાંભળો મહાનુભાવ ॥ ભક્તિ૦ ॥ ૯ ॥ સુરપણું હોવે રે સરાગ સંયમે રે, શેષ કરમથી તે થાય ॥ ઈમ સુણી સહુ નિજ નિજ ઘર જાય ॥ ભક્તિ૦ ॥ ૧૦ ॥ ભગવતી અંગે રે ભાંખે વીરજી રે, એહમાં નહીં કોઈ સંદેહ ॥ શ્રી વિજયઉદય સૂરિ મુખથી એહ ॥ કહે મુનિ રામવિજય ગુણ ગેહ ॥ ભક્તિ૦ ॥ ૧૧ ॥ ઈતિ ॥ ૧૦૦ ॥

# ગહુંલી ૧૧૦ મી

સાહેલી મ્હારી રાજગૃહી ઉદ્યાન, પ્રભુજી સમો-
સર્યા રે લોલ ॥ સા૦ ॥ ગણધર મુનિવર મહસ, ચૌદ-
શું પરિવર્યા રે લોલ ॥ સા૦ ॥ કરતા ભવિ ઉપકાર,
દયા મન ધારીને રે લોલ ॥ સા૦ ॥ સકલ જંતુ પ્રતિ-
પાળ, બિરૂદ સંભારીને રે લોલ ॥ ૧ ॥ સા૦ ॥ લીધો
છે અવતાર, જગત પ્રતિબોધવા રે લોલ ॥ સા૦ ॥ ચ-
ઉગઇ દુઃખ જંજાળ, પ્રતિમલ રોધવા રે લોલ ॥ સા૦
॥ અણહૂંતે સુરકોડિ, સેવામાં નિત્ય રહે રે લોલ ॥સા૦
॥ કર જોડી મોડી માન, આણા શિર નિર્વહે રે લોલ ॥
॥ ૨ ॥ સા૦ ॥ ચાર નિકાયના ત્રિદશ, મળી ત્રિગડો
કરે રે લોલ ॥ સા૦ ॥ ચાર ગાઉ પરમાણ, ચતુર્મુખ ઉ
ચ્ચરે રે લોલ ॥ સા૦ ॥ જિનમુખ પૂરવ પાય પીઠ,
બિરાજે ગણધરૂ રે લોલ ॥ સા૦ ॥ આઠ પર્ષદા સુરરા-
જ, ચાર તિહાં નરવરૂ રે લોલ ॥ ૩ ॥ સા૦ ॥ કહે વ-
નપાલ ભૂનાથને, નાથ જી પધારિયા રે લોલ ॥ સા૦ ॥
મગધાધિપ ભૂપાળ, સુજાલ મનરંજીયા રે લોલ ॥ સા૦
॥ દેઇ વધામણી સાર કે, જિનગુણ ગાવનો રે લોલ ॥
॥ સા૦ ॥ કંચન રજત તે આઠ, દૂરથી વધાવનો રે

લોલ ॥ ૪ ॥ સા૦ ॥ હય ગય રહ ભડ ચતુરંગ, સૈન્ય ભરભારશું રે લોલ ॥ સા૦ ॥ શેઠ સેનાપતિ અંતેઉર, પરિવારશું રે લોલ ॥ સા૦ ॥ ધુરથી ત્રણ પ્રદક્ષિણા, વંદે સુખ કરૂ રે લોલ ॥ સા૦ ॥ પામી યથોચિત ઠામ, બેસે તિહાં ભૂધરૂ રે લોલ ॥ ૫ ॥ સા૦ ॥ મુક્તિક સ્વસ્તિક રાણી, ચેલણા પૂરતી રે લોલ ॥ સા૦ ॥ વિચ વિચ જિનમુખ દેખતી, દુઃખડાં ચૂરતી રે લોલ ॥ સા૦ ॥ ધારાધર જિમ વીર, વાણી પ્રકાશતાં રે લોલ ॥સા૦ ॥ તપ જપ સંયમ કરી, સુખ પામી શાશ્વતાં રે લોલ ॥ ૬ ॥ સા૦ ॥ સર્વ વિરતિ દેશ વિરતિ, જિનમુખ ઉચ્ચરે લોલ ॥ સા૦ ॥ રયણીભોજન કેઈ, બ્રહ્મચર્ય મન ધરે રે લોલ ॥ સા૦ ॥ ભંભા સારાદિયાદિ, પુર ભણી આવીયા રે લોલ ॥ સા૦ ॥ વિજયલક્ષ્મી સૂરિંદ કે, ગુરૂગુણ ગાઈયા રે લોલ ॥ ૭ ॥ ઇતિ ॥ ૧૧૦ ॥

## ॥ અથ મુનિરાજ શ્રી મોહનલાલજી મહારાજ મુંબઈમાં પધાર્યા તે વખતે બનાવેલી ગહુંલી ૧૧૧ મી.

સજની મોરી પાસજિણંદને પૂજો રે ॥ સ૦ ॥ દુનિયામાં દેવ ન દૂજો રે ॥ સ૦ ॥ સુહિત ગુરૂ અહિં આ

વ્યા રે ॥ સ૦ ॥ સહુ સંઘતણે મન ભાવ્યા રે ॥ ૧ ॥
॥ સ૦ ॥ મોહનલાલજી મહારાજ રે ॥ સ૦ ॥ સુણજો
સહુ અધિકાર રે ॥ સ૦ ॥ પંચ મહાવ્રત સૂધાં પાળે રે
॥ સ૦ ॥ શાસ્ત્રતણે અનુસાર રે ॥ ૨ ॥ સ૦ ॥ સમતા
ગુણના દરીયા રે ॥ સ૦ ॥ ક્રિયા પાત્રના ભરીયા રે ॥
॥ સ૦ ॥ જ્ઞાનતણા ભંડાર રે ॥ સ૦ ॥ કહેતાં ન આવે
પાર રે ॥ ૩ ॥ સ૦ ॥ મધુરી વાણીયે ભાંખે રે ॥ સ૦ ॥
સંઘ સ્વાદ સર્વે ચાખે રે ॥ સ૦ ॥ પ્રશ્ન વ્યાકરણ વં-
ચાય રે ॥ સ૦ ॥ આશ્રવ સંવર અર્થ થાય રે ॥ ૪ ॥
॥ સ૦ ॥ ઉપર ચરિત્ર વંચાય રે ॥ સ૦ ॥ પૃથ્વીચંદ
કુમાર રે ॥ સ૦ ॥ સુણતાં વૈરાગ્યવંત થાય રે ॥ સ૦ ॥
અજ્ઞાન મિથ્યાત્વ હઠાવે રે ॥ ૫ ॥ સ૦ ॥ પટ ચેલા ત-
મે જાણો રે ॥ સ૦ ॥ વિનય ગુણની ખાણો રે ॥ સ૦ ॥
જોબન વયમાં છે સરખા રે ॥ સ૦ ॥ વંદો પૂજો ને હ-
રખો રે ॥ ૬ ॥ સ૦ ॥ જંગમ તીરથ કહીયે રે ॥ સ૦ ॥
વંદીને પાવન થઇયે રે ॥ સ૦ ॥ સંઘના પુણ્યે અહીં
આવ્યા રે ॥ સ૦ ॥ જૈનધર્મને દીપાવ્યા રે ॥ ૭ ॥ સ૦
॥ ભાવ સહિત ભક્તિ કરજો રે ॥ સ૦ ॥ પુણ્યની પો-
ઠી તમે ભરજો રે ॥ સ૦ ॥ ભરત બાહુ મેરે તરશો રે

॥ સ૦ ॥ સમુદ્રપાર ઉતારશો રે ॥ ૮ ॥ સ૦ ॥ વ્રત પ-ચ્ચખ્ખાણ ઘણાં થાય રે ॥ સ૦ ॥ સાત ક્ષેત્રે ધન ખરચાય રે ॥ સ૦ ॥ દેહરે દેહરે ઓછવ મંડાય રે ॥ સ૦ ॥ ચોથો આરો વરતાય રે ॥ ૯ ॥ સ૦ ॥ સધવા શ્રી ગહુંલી કહાડે રે ॥ સ૦ ॥ મુક્તાફળશું વધાવે રે ॥ સ૦ ॥ નાગર પાનાસુત ગાવે રે ॥ સ૦ ॥ મગન લાગે મુનિ પાયે રે ॥ સ૦ ॥ પાસ જિનંદને પૂજો રે ॥ સ૦ ॥ દુનિયામાં દેવ ન દૂજો રે ॥ ૧૦ ॥ ઇતિ ॥ ૧૧૧ ॥

॥ અથ મુનિરાજ શ્રી મોહનલાલજી માહારાજની ॥

## ગહુંલી ૧૧૨ મી

હો મુનિવરજી, તુજ અતિ મીઠી વાણી મુજ મનમાં વસી ॥ એ આંકણી ॥ તમે ભવિક જનોને બોધો છો, મુક્તિતણો મારગ શોધો છો, વળિ કામ કષાયને રોધો છો ॥ હો મુનિ૦ ॥ ૧ ॥ તમે ભવસાગરથી તરિયા છો, અગણિત ગુણોથી ભરિયા છો, વળી જ્ઞાનતરંગના દરિયા છો ॥ હો મુનિ૦ ॥ ૨ ॥ તુગ દરિસનથી દુરિત જાવે, સવિ જન વળિ સુખ સંપત્તિ પાવે, નર નારી મળીને ગુણ ગાવે ॥ હો મુનિ૦ ॥ ૩ ॥ તુમ મુખ કમલાકર શોભે છે, ભવિજન ભમરાને થોભે છે,

મન મુક્તિરમામાં લોભે છે ॥ હો મુનિ૦ ॥ ૪ ॥ એવા મોહનલાલજી મુનિરાયા, તજી ચિત્તથકી જેણે માયા, હિરાલાલ કહે મેં ગુણ ગાયા ॥ હો મુનિ૦ ॥ ૫ ॥

અથ મુનિરાજ શ્રી મોહનલાલજી માહારાજની

ગહુંલી ૧૧૩ મો,

મુનિવર સંયમમાં રમતા, શિવપુર જાવાનો ખપ કરતા, અહો મુનિ સંયમમાં રમતા ॥ એ આંકણી ॥ મુનિવર વિચરંતા આવ્યા, ષટ ચેલા સાથે લાવ્યા, મુંબઈના સંઘને મન ભાવ્યા ॥ મુનિ૦ ॥ શિ૦ ॥ અહો૦ ॥ ૧ ॥ મુનિવર સંયમમાં શુરા, મુનિવર ક્રિરિયામાં પૂરા, પરિણામે મુનિ અતિ રૂડા ॥ મુનિ૦ ॥ શિ૦ ॥ ॥ અહો૦ ॥ ૨ ॥ મુનિજીની દેશના બહુ સારી, ભવિજનને લાગે પ્યારી, પ્રતિબોધ પામ્યાં નર નારી ॥ મુ૦ ॥ શિ૦ ॥ અહો૦ ॥ ૩ ॥ મુનિવરે લાભ ઘણા લીધા, શ્રીસંઘનાં કારજ અતિ સીધાં, ઉપકાર એવા મહા મુનિયે કીધા ॥ મુનિ૦ ॥ શિ૦ ॥ અહો૦ ॥ ૪ ॥ મુનિજીનું નામ ઘણું સારૂ, મોહનલાલજી લાગે પ્યારૂ ॥ જિનશાસન ઘણું અજવાળ્યું ॥ મુનિ૦ ॥ શી૦ ॥ અહો૦ ॥ ૫ ॥ જે મુનિવરના ગુણ ગાવે, શિવપુર નગરી વેગે

જાવે, મગન કહે મુનિવરને ધ્યાવે ॥ મુનિ૦ ॥ શિ૦ ॥ ॥ અહો૦ ॥ ૬ ॥ ઇતિ ॥ ૧૧૩ ॥

॥ અથ મુનિરાજ શ્રી ખાંતિવિજયજી માહારાજની ॥

## ગહુંલી ૧૧૪ મી.

નેક નજર કરો નાથજી.—એ દેશી.

ખાંતિવિજય મુનિ વંદિયે, જેથી ભવતરૂ કંદ નિકંદીયે જીહો, ખાંતિવિજય મુનિ વંદીયે ॥ એ આંકણી ॥ જેની અમૃત ધારા સારિખી, ગુણખાણી વાણી વખાણીયે જી હો ॥ ખાંતિ૦ ॥ ૧ ॥ નિત્ય છઠ્ઠ અઠ્ઠમ તપસ્યા કરે, જેનું સઝાય ધ્યાનમાં ધ્યાન છે જી હો ॥ ॥ ખાંતિ૦ ॥ ૨ ॥ જેનાં જ્ઞાનતણો મહિમા ઘણો, માનુ કેવલી હું કલિકાલમાં જી હો ॥ ખાંતિ૦ ॥ ૩ ॥ જેણે સમતા તજી સંસારની, એક મુક્તિતણી મમતા કરી જી હો ॥ ખાંતિ૦ ॥ ૪ ॥ હિરાલાલ કહે મુનિ તે નમો જેથી પાપ જશે સવિ દુરથી જી હો ॥ ખાંતિ૦ ॥૫॥

॥ અથ મહામુનિરાજ શ્રીઆત્મારામજી મહારાજની ॥

## ગહુંલી ૧૧૫ મી

સાંભળજોરે મુનિ સંયમરાગી, ઉપશમ શ્રેણે ચડીયારે.—એ દેશી.

ભલું થયું રે મારે સુગુરૂ પધાર્યા, જિન આગમના

દરિયા રે ॥ એ આંકણી ॥ જ્ઞાન તરંગે લેહેરો લેતા, જ્ઞાન પવનથી ભરિયા રે ॥ ભલુ૦ ॥ ૧ ॥ આજ કાલમાં જે જિન આગમ, દૃષ્ટિપંથમાં આવે રે ॥ ગહન ગહન એહના જે અર્થો, પ્રગટ કરીને બતાવે રે ॥ ભ૦ ॥ ૨ ॥ શક્તિ નહીં પણ ભક્તિતણે વશ, ગુણ ગાવા ઉલ્લસાવુ રે ॥ કર્ણામૃત ગુરૂ ચરિત્ર સુણાવી, આનંદ અધિક વધાવું રે ॥ ભ૦ ॥ ૩ ॥ દક્ષિણ દિશિ જંબુદ્વીપમાંહિ, એહી ભરત મઝાર રે ॥ ઉત્તર દિશિ પંજાબદેશ જિહાં, લેહેરાં ગામ મનોહાર રે ॥ ભ૦ ॥ ૪ ॥ ક્ષત્રિયવંશ ગણેશચંદ ઘર, જન્મ લિયા સુખ ધામે રે॥ રૂપદેવી કુક્ષિશુક્તિમાં, મુક્તાફળ ઉપમાને રે ॥ ભ૦ ॥ ॥ ૫ ॥ લઘુવયમાં પણ લક્ષણથી બહુ, દીપંતા ગુરૂરાયા રે ॥ સંગતિથી મળી ઢુંઢક જનને, ઢુંઢકપંથ ધરાયા રે ॥ ભ૦ ॥ ૬ ॥ સંવત ઓગણીશેં દશમાંહી, ઉજ્જવલ કાર્ત્તિક માસે રે ॥ પંચમીને દિવસે લેઈ દિક્ષા જીવનરામ ગુરૂ પાસે રે ॥ ભ૦ ॥ ૭ ॥ જ્ઞાન ભણ્યા વળી દેશ ફિર્યા બહુ, જુનાં શાસ્ત્ર વિલોકી રે, સંશય પડિયા ગુરૂને પૂછે, પ્રતિમા કેમ ઉવેખી રે ॥ ભ૦ ॥ ૮ ॥ ઉત્તર ન મિલ્યા જીવ ગુરૂજીને, જ્ઞાન કળા ઘટ જાગી

રે ॥ સુમતિ સખી ઘટ આય વસી જબ, કુંઢપંથ દિયા ત્યાગી રે ॥ ભ૦ ॥ ૯ ॥ ધર્મ શિરોમણિ દેશ મનોહર, ગુર્જર ભૂમિ રસાળી રે ॥ જ્યાં આવી સુવિહિત ગુરૂ પાસે, મન શંકા સહુ ટાળી રે ॥ ભ૦ ॥ ૧૦ ॥ પરમ કર્યો ઉપકાર તુમે બહુ, શ્રી ગુરૂ આતમરાયા રે ॥ જ-યવંતા વરતો આ ભરતે, દિન દિન તેજ સવાયા રે ॥ ॥ ભ૦ ॥ ૧૧ ॥ દુઃસમ કાલ સમે ગુરૂજી તુમે, વચન દીવડા દીધા રે ॥ શાંતિવિજય કહે જેથી હમારા, વિ-ષમ કામ પણ સીધાં રે ॥ ભ૦ ॥ ૧૨ ॥ ઇતિ ॥૨૧૫॥

॥ અથ શ્રી અચલગચ્છપપતિ પૂજ્ય ભટ્ટારક
શ્રી રત્નસાગર સૂરીશ્વરની ॥

## ગહુંલી ૨૧૬ મી.

સહિ મોરી ધૃતકલ્લોલ પ્રભુ પ્રણમીને, પામી સુ-ગુરૂ પસાય હો ॥ સૂધી શ્રાવિકા ॥ સ૦ ॥ અચલગચ્છ પતિ ગાયશું, વિવેકસાગર સૂરિરાય હો ॥ સૂ૦ ॥ ૧ ॥ ॥ સ૦ ॥ પંચમહાવ્રત પાળતા, દશવિધ યતિધર્મ સારે હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ સંયમ સત્તર પ્રકારના, નવવિધ બ્રહ્મચર્ય ધાર હો ॥ સૂ૦ ॥ ૨ ॥ સ૦ ॥ જ્ઞાન દર્શન ગુણે પૂરિયા, ક્રોધાદિક પરિહાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ પાંચ

સમિતિયે સમિતા રહે, ચાર અભિગ્રહના ધાર હો ॥ ॥ સૂ૦ ॥ ૩ ॥ સ૦ ॥ પિંડવિશુદ્ધિને શોધતા, ઈંદ્રિય નિરોધ કરનાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ ત્રણ ગુપ્તિયે ગુપ્તા રહે, ભાવના ભાવતા બાર હો ॥ સૂ૦ ॥ ૪ ॥ સ૦ ॥ પંચાચારને પાળતા, ટાળતા કર્મનો ચાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ છઠ્ઠ અઠ્ઠમાદિક તપ કરે, વારે વિષય વિકાર હો ॥ સૂ૦ ॥ ૫ ॥ સ૦ ॥ ગંગાજલ સમ નિર્જલા, ગુણ છત્રીશના ધાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ રત્નસાગર સૂરિ પટધરૂ, લબ્ધિતણા ભંડાર હો ॥ સૂ૦ ॥ ૬ ॥ સ૦ ॥ વિચરંતા ગુરૂ આવિયા, સુંથરી શહેર મઝાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ સુરગુરૂસમ વાણી સુણી, હરખ્યાં સવિ નર નાર હો ॥ સૂ૦ ॥ ૭ ॥ સ૦ ॥ ઓગણીશશેં પીસ્તાલીશે, માહાશુદિ ત્રિજ રવિવાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ ભાગ્યવંત દીક્ષા લિયે, સંઘ ચઉવિધ મનોહાર હો ॥ ॥ સૂ૦ ॥ ૮ ॥ સ૦ ॥ દીક્ષા મહોત્સવ હર્ષે કરી, પામી હર્ષ ઉલ્લાસ હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ વાસક્ષેપ સૂરિયે કર્યો, દેવા મુક્તિનો વાસ હો ॥ સૂ૦ ॥ ૯ ॥ સ૦ ॥ ઓચ્છવ રંગ વધામણાં, હૂવે જય જયકાર હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ ચિહું ગતિ પૂરણ સાથિયો, કરે સોહાગણ નારિ હો ॥

॥ સૂ૦ ॥ ૧૦ ॥ સ૦ ॥ ગુરૂગુણ ગહૂંલી ગાવતાં, પાતક દૂર પલાય હો ॥ સૂ૦ ॥ સ૦ ॥ પાટણ રહેવાસી શામજી, સૂરિતણા ગુણ ગાય હો ॥ સૂ૦ ॥ ૧૧ ॥ ઇતિ ॥

॥ અથ અચલગચ્છપતિ પૂજ્ય ભટ્ટારક શ્રી વિવેકસાગર સૂરિની ॥

## ગહુંલી ૧૧૭ મી.

રંગરસિયા રંગરસ બન્યો. મનમોહનજી.—એ દેશી.

શ્રી સરસતિ પદ પ્રણમિયે ॥ ગુરૂ સુખકારી ॥ ગાયશું ગચ્છપતિ રાય ॥ મનડું મોહ્યું રે ગુરૂ સુખકારી ॥ એ આંકણી ॥ શાસનદેવી પસાયથી ॥ ગુ૦ ॥ સેવતાં સવિ સુખ થાય ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૧ ॥ અચલગચ્છપતિ જાણીયે ॥ ગુ૦ ॥ શ્રી રત્નસાગર સૂરિરાય ॥ મ૦ ॥ સુ૦ ॥ તાસ પટોધર દીપતા ॥ ગુ૦ ॥ શ્રી વિવેકસાગર સૂરિરાય ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૨ ॥ કચ્છદેશ સોહામણો ॥ ગુ૦ ॥ લઘુ આસંબિયો મન જાણ ॥ મ૦ ॥ ગુ૦ ॥ ગોત્રદેવયા દીપતા ॥ ગુ૦ ॥ કુલવૃદ્ધ ઓસવંશ વખાણ ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૩ ॥ ટોકરસી સુત શોભતા ॥ ॥ ગુ૦ ॥ જનની કુંતા બાઇ માત ॥ મ૦ ॥ ગુ૦ ॥ વંશવિભૂષણ જાણીયે ॥ ગુ૦ ॥ નામ વિવેકસિંધુ વિ-

ખ્યાત ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૪ ॥ માંડવી બંદર મનોહરૂ ॥
॥ ગુ૦ ॥ શ્રી સંઘને અતિ ઘણો પ્યાર ॥ મ૦ ॥ ગુ૦ ॥
સંઘ ચતુર્વિધ મળી કરી ॥ ગુ૦ ॥ કરે પાટ મહોત્સવ
સાર ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૫ ॥ સંવત ઓગણીશ અઠાવી-
શે ॥ ગુ૦ ॥ કાર્તિક વદિ પંચમ ધાર ॥ મ૦ ॥ ગુ૦ ॥
આચારજ પદ પામિયા ॥ ગુ૦ ॥ તિહાં શોભે શુભ શ
નિવાર ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૬ ॥ ગીતારથ ગુરૂ આગળે ॥
॥ ગુ૦ ॥ શિષ્ય શોભે સવિ સાર ॥ મ૦ ॥ ગુ૦ ॥ જા-
ચકજન સંતોષિયા ॥ ગુ૦ ॥ જસ વર્ણ્યો મન પ્યાર ॥
॥ મ૦ ॥ ગુ૦ ॥ ૭ ॥ મુક્તાફળ મૂઠી ભરી ॥ ગુ૦ ॥
રચે ગહૂંલી પરમ ઉદાર ॥ મ૦ ॥ ગુ૦ ॥ ગુણવંત ગા
વે પ્રેમશું ॥ ગુ૦ ॥ ગુરૂ વંદે વારંવાર ॥ મ૦ ॥ ગુ૦ ॥
॥ ૮ ॥ અચલગચ્છપતિ દીપતા ॥ ગુ૦ ॥ શ્રી વિવેક-
સાગર સૂરિરાય ॥ મ૦ ॥ ગુ૦ ॥ પ્રેમચંદ કહે પ્રણમતાં
॥ ગુ૦ ॥ શ્રી સંઘને કલ્યાણ થાય ॥ મ૦ ॥ ગુ૦ ॥ ૯ ॥

॥ અથ અચલગચ્છપતિ પૂજ્ય ભટ્ટારક શ્રી
વિવેકશાગર સૂરીશ્વરની ॥

## ગહુંલી ૧૧૮ મી.

આ આપ ઉઠી ઉતાવળી ॥ સહિ મોરી રે ॥ મેં

સાંભળી મીઠી વાણુ ॥ લાગે મુને પ્યારી રે ॥ આ આ-
ચારજ ગુરૂ આવિયા ॥ સ૦ ॥ આ જક્ષપુર બંદર મ-
ઝાર, વાત સનૂરી રે ॥ ૧ ॥ આ ચરણ કરણ વ્રત ધા
રતા ॥ સ૦ ॥ આ શ્રાવક દીયે બહુ માન, પુણ્ય પ-
નોતાં રે ॥ આ સમિતિ ગુપ્તિ સૂધી ધરે ॥ સ૦ ॥ આ
પાળે પ્રવચન માય, પામે ઠકુરી રે ॥ ૨ ॥ આ દશ અ-
ઢુંને દિયે દેશવટો ॥ સ૦ ॥ આ પાંચશું રાખે પ્રેમ, વ
હે જેમ ધોરી રે ॥ આ અષ્ટમદને ગાળતા ॥ સ૦ ॥ આ
નવશું રાખે નેહ, ગુરૂ બ્રહ્મચારી ॥ ૩ ॥ આ ચાર સદા
ચિત્તમાં વસે ॥ સ૦ ॥ આ બારશું ભીડે બાથ, આ-
તમ અજુવાળી રે ॥ એવા ગુરૂને વાંદશું ॥ સ૦ ॥ આ
શોલ સજી સણગાર ॥ સહિયર ટોળી રે ॥ ૪ ॥ આ ર
જત રકેબી કર ધરી ॥ સ૦ ॥ આ માંહે લાવો છીપના
પુત્ર, કનક કચોરી રે ॥ આ ચોકે ચાચર ચહુવટ ॥સ૦
॥ આ થોકા થોકે ચાલો, ગાઓ ગુણ ગોરી રે ॥ ૫ ॥
આ વખાણને અવસરે સાથીયો ॥ સ૦ ॥ આ પૂરે ગુણ
વંતી નાર ॥ પુણ્ય સનૂરી રે ॥ આ કેસરવહુ કાઢે ગ-
હૂંલી ॥ સ૦ ॥ આ ધનબાઈ પૂરે ચોક, ચેત ચતુરી રે
॥ ૬ ॥ આ અમૃત સરિખી દિયે દેશના ॥ સ૦ ॥ આ

સાંભળે શ્રુત ગુણખાણ, વાણી મધુરી રે ॥ આ અચલ ગચ્છપતિ શોભતા ॥ સ૦ ॥ આ વિવેકસાગર સૂરિંદ્ર, પદવી રૂડી રે ॥ ૭ ॥ ઇતિ ॥ ૧૧૮ ॥

## ગહુંલી ૧૧૯ મી.

પ્રણમું પદપંકજ પાસ રે, જસ નામે લીલવિલાસ રે, ગાઉં ગુરૂજી મનને ઉલ્લાસ ॥ સૂરીશ્વર વિનતિ આ વધારો રે ॥ ભુજનગરી ચોમાસું પધારો ॥ સૂ૦ ॥ ૧ ॥ શેઠ લાડણશા કુળે આયા રે, માતા જુમાબાઇના જા-યા રે, તેથી ગુરૂજીશું આધિકેરી માયા ॥ સૂ૦ ॥ ભુ૦ ॥ ॥ સૂ૦ ॥ ૨ ॥ ફરતાં એણે દેશ વિહાર રે, હોશે પુણ્ય-થી લાભ ઉદાર રે, મિથ્યાત્વી હોશે વ્રત ધાર ॥ સ-॥ ભુ૦ ॥ સૂ૦ ॥ ૩ ॥ ભુજનગરમાંહે અધિકારી રે, શે ઠ શિવજીશા સમકેતધારી રે, તે તો વાટ જુવે છે ત-મારી ॥ સૂ૦ ॥ ભુ૦ ॥ સૂ૦ ॥ ૪ ॥ શેઠ લાડણ ને કા-ટીઆ ઓસવાલ રે, વોરા સુખડ ને વડોડા ઉદાર રે, ભુજનગર દેવાણી મેવાલ ॥ સૂ૦ ॥ ભુ૦ ॥ સૂ૦ ॥ ૫ ॥ રૂચિવંતી સુશ્રાવિકા આવે રે, શ્રદ્ધા સમકિત સ્વસ્તિ બનાવે રે, ગુરૂ સન્મુખ મોતીયે વધાવે ॥ સૂ૦ ॥ ભુ૦ ॥ ॥ સૂ૦ ॥ ૬ ॥ હર્ષ રૂદ્ધિને સુખ સવાઇ રે, અચલગચ્છ-

માં નિત્ય નિત્ય થાઇ રે, સાન્નિધ્યકારી છે મહાકાળી ॥ ॥ સૂ૦ ॥ ભુ૦ ॥ સૂ૦ ॥ ૭ ॥ શુરૂ ચારે ચોમાસામાં આ યા રે, લબ્ધિયે ગૌતમ રૂદ્ધિ પાયા રે, મુક્તિસાગર સૂ- રિ સવાયા સૂરિશ્વર વિનતિ અવધારો રે ॥સૂ૦॥ ભુ૦॥ ॥ સૂ૦ ॥ ૮ ॥ ઇતિ ॥ ૧૧૯ ॥

## ગહુંલી ૧૨૦ મી.

જંગમતીર્થ વિચરંતા, કરતા દેશ વિહાર ॥ ભ- વિક જીવ પ્રતિબૂઝવા, કરતા જગ ઉપકાર ॥ ૧ ॥ તે મુનિવર તારે તરે ॥ એ આંકણી ॥ સમિતિ ગુપ્તિ સૂધી ધરે, પાળે પ્રવચન માય ॥ અભયદાન મુનિવર હિયે, પાળે જીવ છક્કાય ॥ તે૦ ॥ ૨ ॥ પંચ માહાવ્રત ધાર- તા, પંચાશ્રવ પચ્ચખ્ખાણ ॥ અષ્ટ મદને મુનિ ગાળ- તા, પાળે પંચાચાર ॥ તે૦ ॥ ૩ ॥ દ્વાદશ પડિમાને શો ધતા, કરતા આતમ શોધ ॥ તપ જપ કરે મુનિ આ- કરાં, કાઢે કર્મનું સૂડ ॥ તે૦ ॥ ૪ ॥ સમ વાણી કરે ગોચરી, પાળે દોષ વિશેષ ॥ ઉંચ નીચકુળ જોવતાં, નહિં લોભનો લેશ ॥ તે૦ ॥ ૫ ॥ કેશી ગણધર પધા- રિયા, સાવત્થિનયરી ઉદ્યાન ॥ રાય પરદેશી માહાપા- પીયો, ધરે સાધુનો દ્વેષ ॥ તે૦ ॥ ૬ ॥ પ્રશ્ન પૂછે મુનિ-

વર પ્રત્યે, જીવ અજીવ વિચાર ॥ સ્વર્ગ નરક જાણું નહીં, ન ગણું પુણ્યે ને પાપ ॥ તે૦ ॥ ૭ ॥ નય ઉપ-નય પ્રશ્ન પૂરિયા, પ્રતિબૂઝયો ભૂપાળ ॥ એક અવતા-રી તે થયો, પામ્યો મુક્તિ માહારાજ ॥ તે૦ ॥ ૮ ॥

## ગહુંલી ૧૨૧ મી.

આજ સખિ ગુરૂ વંદન કરીયે, વંદન કરીયે તો ભવજળ તરિયે હો સામ, આજ સખિ ગુરૂ વંદન ક-રીયે ॥ એ આંકણી ॥ ગચ્છપતિ ગણધરના ગુણ ગાઉં, હરખ ધરી મનમાંહે હો સામ ॥ આજ૦ ॥ ૧ ॥ સૂરિ શિરોમણિ ગુણ રાગી, કનક રમણીના ત્યાગી હો સામ ॥ આ૦ ॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ બિરાજે, પ્રવચન માયને પાળે હો સામ ॥ આ૦ ॥ ૨ ॥ ચરણ કરણ સિત્તેરી સંભારે, જ્ઞાન કલ્લોલ ઉછાળે હો સામ ॥ આ૦ ॥ છત્રીશ છત્રીશી ગુણ રાજે, ષટ દર્શનમાં ગુરૂ ગાજે હો સામ ॥ આ૦ ॥ ૩ ॥ વરસે છન્નુ ગુણે ગુણવંતા, સોહમ જંબુ મહંતા હો સામ ॥ આ૦ ॥ દેશ કાલ મ હિલે વિચરંતા, સમકિત બીજના દાતા હો સામ ॥ ॥ આ૦ ॥ ૪ ॥ રાજગૃહી નગરીયે પધાર્યા, શ્રેણિક સા મઇયું લાવ્યા હો સામ ॥ આ૦ ॥ મંત્રી અભયકુમાર

પ્રધાન, યથોચિત્ત ગુણના ભાણ હો શામ ॥ આ૦ ॥૫॥ ચેલણા પ્રમુખ સહુ પરિવાર, ગુરૂને વાંદે બહુમાન હો સામ ॥ આ૦ ॥ આતમ બાજોઠ પીઠ બનાવી, ગહુંલી કરે રઢિયાળી હો સામ ॥ આ૦ ॥ ૬ ॥ કુંકુમ ઘોળી સ્વસ્તિક પૂરે, શ્રેણિકની પટરાણી હો સામ ॥ આ૦ ॥ લૂછણાં કરતી, શિવનિશ્રેણીયે ચડતી હો સામ ॥આ૦ ॥ ૭ ॥ ગુરૂમુખ કમલ નયણે રે જોતી, વચન સુધારસ પીતી હો સામ ॥ આ૦ ॥ દેશના સાંભળી હરખ ભરાણી, દેવ ભણે મધુરી વાણી હો સામ ॥ આ૦ ॥ ૮ ॥

॥ અથ શ્રી કોઠારીની ॥

## ગહુંલી ૧૨૨ મી.

જીરે મારે પ્રણમું જિનવર પાય, મૂકી મનનો આંમળો ॥ જીરે જી ॥ જીરે મારે શોલમા શ્રી જિનરાય, શાંતિનાથજી કરૂણા કરો ॥ જીરે જી ॥ ૧ ॥ જીરે પામી તાસ પસાય, ગચ્છપતિ ગુરૂ સ્તવના કરં ॥ જીરે જી૦॥ જંગમ તીરથનાથ તીર્થ વંદાવો કૃપા કરી ॥ જીરે જી ॥ ૨ ॥ વૃદ્ધ ઓશવંશ ઉત્પન્ન, ગુરૂકુલ વાસે દિનમણિ ॥ જીરે જી ॥ રત્ન ત્રયના નિધાન, માતા કુંતાબાઇયે

જનમિયા ॥ જી૦ ॥ ૩ ॥ જીરે ગ્રહગણુમાં જ્યોતિચક્ર, અવિચલ રાજ્યે ક્ષુત્ર રહે ॥ જીરે જી ॥ મુનિ પરિવારમાં તેમ, ગુણુ છત્રીશે શોભતા ॥ જી૦ ॥ ૪ ॥ જીરે વારે પરનો ઠાઠ, નિજ આતમ ગુણુ અનુસરે ॥ જીરે જી૦ ॥ કોઠારા નગર મઝાર, શ્રાવક લોક સુખિયા વસે ॥ જી૦ ॥ ૫ ॥ જીરે ગુરૂ ચરણે લયલીન, રાગી સોભાગી કરે વિનતી ॥ જીરે જી૦ ॥ નર નારીનાં વૃંદ, બહુ આડંબરે લાવીયા ॥ જી૦ ॥ ૬ ॥ જીરે નવ શત સજી શણુગાર, શ્રાવિકા લાવે ગહુંઅલી ॥ જી૦ ॥ જી૦ ॥ આતમ બાજોઠ પીઠ, પદ્મિની પૂરે સાથિયો ॥ ॥ જી૦ ॥ ૭ ॥ જીરે સમકિત શ્રીફળ હાથ, લળી લળી લીયે લૂછણાં ॥ જી૦ ॥ જી૦ ॥ ઘુંઘટ ખોલ્યા ઘાટ, વિચ વિચ ગુરૂ મુખ જોવતી ॥ જી૦ ॥ ૮ ॥ જીરે દેશના અમૃતધાર, સાંભળી શ્રોતા રસ લીયે ॥ જી૦ ॥ જી૦॥ નય ગમ ભંગની જાલ, સ્યાદવાદ રચના કરે ॥ જી૦ ॥ ૯ ॥ જીરે વિધિ પક્ષગચ્છ શિરતાજ, રત્નસાગર સૂરીશ્વરૂ ॥ જી૦ ॥ જી૦ ॥ તસ પાટે પૂરીંદ, વિવેકસાગર તેજે તપે ॥ જી૦ ॥ ૧૦ ॥ ઇતિ ॥ ૧૨૨ ॥

---

## ગહુંલી ૧૨૩ મી

નદી યમુનાકે તીર, ઉડે દોય પંખીયાં.—એ દેશી.

ચંપાનંયરી ઉદ્યાનમાં, ગણધર આવીયા ॥ નામે શોહમ સ્વામી, ભવિકમન ભાવિયા ॥ વિષય પ્રમાદ કષાય, હાસ્યાદિક તજી ॥ રમતા આતમરામ કે, નિજ પરિણતિ ભજી ॥ ૧ ॥ નીરાગી ભગવાન્, કરે ગુણ દેશના ॥ ઉપકારી અસમાન કે, તારે ભવિજના ॥ સુણવા જિનવર વાણિ, તિહાં આવ્યા સહુ ॥ નર નારીના થોક કે, હર્ષે મને બહુ ॥ ૨ ॥ વસન આભૂષણ વ્રત, તણા અંગે ધરે ॥ કોણિકભૂપતિ નાર, હવે ગહૂંલી કરે ॥ સમિતિ ગુપ્તિ સહિયરને, સાથે આવતી, આત્મ અસંખ્ય પ્રદેશ, રકેબી લાવતી ॥ ૩ ॥ શ્રદ્ધા કુંકુમ ઘોલી, સ્વસ્તિક કરે ભાવથી ॥ આતમ પીઠને ઉપર, જિનગુણ ગાવતી ॥ વિનયવતી બહુ માનથી, એમ ગહૂંલી કરે ॥ અનુભવનાં કરિ લૂછણાં, આણા તિલક ધરે ॥ ૪ ॥ દ્રવ્યભાવથી ઇણિ પરે, જે ગહૂંલી કરે ॥ સમકિતવંત તે શ્રાવિકા, ભવસાયર તરે ॥ મણિ ઉદ્યોત ગુરૂરાજના, ગુણસખિ મન ધરો ॥ પામી મનુજ અવતાર કે, શંકા નવિ કરો ॥ ૫ ॥ ઇતિ ॥ ૧૨૩ ॥

## ગહુંલી ૧૨૪ મી.

ચાલો સખિ જઇયે જાતરા રે લોલ, જિહાં છે મરૂદેવીનો નંદ, શુભભાવથી રે ॥ ચાલો જઇયે જિન વાંદવા રે લોલ ॥ ૧ ॥ ચાલતાં ચરણ પાવન થયાં રે લોલ, આત્મ હર્ષ ભરાય ॥ શુભ૦ ॥ ચા૦ ॥ વીરવશીમાં પેસતાં રે લોલ, નયણાં પાવન થાય ॥ શુ૦ ॥ચા૦ ॥ ૨ ॥ દશશાત ચૈત્ય સોહામણાં રે લોલ, વચ્ચે અષ્ટાપદ ઉત્તંગ ॥ શુ૦ ॥ ચા૦ ॥ ત્રૈલોકય દીપક દેહરાં રે લોલ, ચોમુખ પ્રતિમા ચાર ॥ શુ૦ ॥ ચા૦ ॥ ૩ ॥ પૂર્વ દ્વારે પેસતાં રે લોલ, નિસ્સહી કહી ત્રણ વાર ॥ ॥ શુ૦ ॥ ચા૦ ॥ પાંચ અભિગમન સાચવીરે લોલ, પ્રદક્ષિણા ત્રણ વાર ॥ શુ૦ ॥ ચા૦ ॥ ॥ ૪ ॥મૂલનાયક રૂષભનાથજી રે લોલ અજિતનાથ શિવસાથ ॥શુ૦॥ચા૦॥ ચારે દુવારે બિંબ થાપના રે લોલ, અષ્ટાદશ દાય ચાર ॥શુ૦॥ ચા૦ ॥૫॥ જિનપ્રતિમા જિનસારખી રે લોલ, રૂષભજી પૂર્વ પ્રસિદ્ધ ॥ શુ૦ ॥ ચા૦ ॥ અષ્ટાપદ ગિરિ સિદ્ધ થયા રે લોલ, નવિન પુરે કર્યો વિકામ ॥ શુ૦ ॥ ॥ ચા૦ ॥ ૬ ॥ શેઠ નરસી સુત હીરજી રે લોલ, કુંઅર અંગ સુજાત ॥ શુ૦ ॥ ચા૦ ॥ તસ ભાર્યા શુકલ-

પક્ષિણી રે લોલ, ઉત્તમ કૂલે ઉત્પન્ન ॥ શુ૦ ॥ ચા૦ ॥ ॥ ૭ ॥ દાન શીયલ તપસ્યા ·ગુણે રે લોલ, પૂરબાઇ જગ વિખ્યાત ॥ શુ૦ ॥ ચા૦ ॥ સુગુરૂ સંજોગ ઉપદેશથી રે લોલ, ચૈત્ય કર્યાં ચોસાર ॥ શુ૦ ॥ ચા૦ ॥ ૮ ॥ સમકિત દૃઢ ગુણુ આત્મા રે લોલ, જ્ઞાન ભક્તિ નિમિત્ત ॥ શુ૦ ॥ સફળ થયો દિન આજનો રે લોલ, દેવયાત્રા ફળ સિદ્ધ ॥ શુ૦ ॥ ચા૦ ॥ ૯ ॥ કલ્પવૃક્ષ ફળ્યો પુણ્ય અંકુરથી રે લોલ, મુક્તિ વર્યા સુખ ભરપુર ॥ શુ૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥



# શિયળોપદેશનો ગરબો.

સાંભળીએ રે.—એ રાગ.

સજની રજની વાસર પરમંદીર નવી પેશીએ રે.
લાજે જાત માત ને તાત સસુરનું કુળ,
શ્વાનતની પરે કુટી વુટે લજ્જા પાપીયા રે.
આંગળી દેખાડી કહે લોક કર્યું પ્રતિકુળ,
બેહેની શીયળ સુભુષણ સજીએ આ સંસારમાં.
સતીને પતિ વીણુ પારકો, ભ્રાત તાત અનુકુળ;
સ્વપ્ને અવર ન ચિંતવે, જાણુ વાગ્યું શુળ.
ગુણુવંતી ગોરી નવી ચુકે પતીવ્રત ધર્મથી રે,
જે કુટીલા પરઘર ભટકે તસ માથે ધુળ. બે૦ ૧
પ્રેમ સહિત પરપુરૂષથી, હસી નવ કરીએ વાત;
અસુર સવારે એકલાં, જઇએ નહીં એકાંત.
નટવીટ પરનર સાથે નયણો નયણુ ન જોડીએ રે,
લાજ સહિત આધું ઓઢી સંચરીએ વાટ. બે૦ ૨
સદાચાર નવ ચુકીએ, સુખ દુ'ખ પડે અપાર;
જતાં પ્રાણુ પરવશ થતાં, તજો ન શીયળ શ્રીકાર.
ચંચળ ચાલે ચાલી તાળી હાથ ન આલીએ રે,
ખોટી બુદ્ધે આળસ આઇ કરો ન વીકાર. બે૦ ૩
વિષય બુદ્ધિથી અવરની, ગ્રહો ન વસ્તુ હાથ;
નારૂ કારૂ નારથી, પ્રીત ન કરીએ સાથ.
રતી પતીરૂપ સમો પરપુરૂષ નજર નહીં ભાળીએ રે,

હોય કરૂપો પણ ગણીએ પ્રભુસમ નીજ નાથ. બે૦ ૪

સીતા દમયંતી સતી, નમયા ગુણ ભંડાર.
પ્રાણાંતક સંકટ સહી, રાખ્યું શીયળ શ્રીકાર.
કનક પીતળની થાય પરીક્ષા સરસ કસોટીએ રે,
ફણીધર ફુલમાળ પાવક જળ શીયળે ધાર. બે૦ ૫

માત પીતા સમ જાણીએ, સાસુ સસરો જેઠ;
નણંદ દેરાણી જેઠાણીનો, કરો વિનય દુઃખ વેઠ.
ક્લેષ ન કરીએ ધીરજ ધરીએ વિપત વિષે ઘણી રે,
પરનીંદા તજીએ ભજીએ પ્રભુ સારી પેઠ. બે૦ ૬

નીજ તનુજાને મોકલો, ભણવા શાળા માંહ્ય;
પ્રવીણ થતાં જીનધર્મમાં, સંતતી સારી થાય.
કન્યાશાળા જૈનધર્મની જયવંતી રહો રે,
આશીર્વાદ વદે શુભ સાંકળચંદ સદાય. બે૦ ૭

---

અમે ઇશ્વર માગીએ એટલું.—એ દેશી.

બેની શીયળ સલુણી સંસારમાં,
સજો શીયળ તણો શણગાર; સુણો સૌ સુંદરી.
જેથી કુળને કલંક લાગે ઘણું,
એવો કરીએ નહીં આચાર. સુણો૦ ૨
ગળી કુંડની પાસ જતાં થકાં,
કાળો ડાઘ પડે તત્કાળ. સુણો૦ ૩
વ્યભિચારી નઠારીની સોબતે,
અણચીંત્યું ચડે શીર આળ. સુણો૦ ૪

બેહેની વાત એકાંત ન કીજીએ,
ભલે હોય ભ્રાત કે તાત. સુણો૦ ૫
પરનરથી ન નજર મેળવીએ,
વળી હસી ન દેખાડીએ દાંત. સુણો૦ ૬
ભાલ ઢાંકીને રસ્તે ચાલીએ,
શીલવંતી સુલક્ષણી નાર. સુણો૦ ૭
બેહેની ચટક મટક નહીં ચાલીએ,
નવી કરીએ આંખવડી વીકાર. સુણો૦ ૮
સુંદર સાડી પહેરોને શીયળ તણી,
કંઠે નવશેરો નીતીનો હાર. સુણો૦ ૯
શણગાર સજો ચૌ સત્યના,
કરો વિનય વડીલનો શ્રીકાર. શુણો૦ ૧૦
પ્રભુ તુલ્ય ગણો નીજ નાથને.
સાસુ સસરાની લ્યો સંભાળ. સુણો૦ ૧૧
વહાલો લાગે છે કજીઓ નારને,
બેહેની કરીએ નહીં કોઈ કાળ. સુણો૦ ૧૨
બેહેની જગતપતી જીનરાજની,
કરો ભક્તિ સ્તુતિ ત્રણ કાળ. સુણો૦ ૧૩
જૈન કન્યાશાળામાં ભણી ગણી,
મુકી દ્યો સૌ આળ પંપાળ. સુણો૦ ૧૪

## સાસરે જતી દીકરીને માતાની શીખામણ.

આછા ઘુંઘટ તે વહુને વાલેરા લાગે.—એ દેશી.

સાસરે શાણી બેની સંપીને રહેવું,

સાસુ સસરાને કડવું કે'ણ ન કે'વું;
વડીલ વચન મન લેવું હો દીકરી. સાસરે૦ ૧

આજ્ઞાને અનુસરીને કામજ કરવું,
સ્વતંત્ર કરતાં તારે દીલમાંથીડરવું;
વરવું ન કામ ચીત્તમાં ધરવું હો દીકરી. સાસરે૦ ૨

આજ સુધીરે બે'ની અહીંયાં પોશાણી,
માતા પીતાએ તારી છોકરમત જાણી;
પણ સાસરે થાવું ઘરે શાણી હો દીકરી. સાસરે૦ ૩

ગુન્હો નજીવો અમે માફજ કરતાં,
દીકરી જાણીને શીક્ષા કરવાથી ડરતા;
ઠપકો સુધરવાને ઉચરતાં હો દીકરી. સાસરે૦ ૪

કડવું વચન સે'વું શાંતીવી શાણી,
વદવું ન સામું અંતર અહંકાર આણી;
નહી તો જીવતર છે ધુળધાણી હો દીકરી. સાસરે૦ ૫

સાસરીયામાં કામ શુભ રીતે કરવું,
ભુલી ન બગડે કામ એવું આદરવું;
રખે બગડે એમ દીલમાં ડરવું હો દીકરી. સાસરે૦ ૬

કંથની સાથે કદી કજીઓ ન કીજે,
કડવુ કથન કે'તાં દીલડામાં ડરજે;
કારજ ના કોઈદી કુડં કરજે હો દીકરી, સાસરે૦ ૭

દેરાણી જેઠાણીથી સંપીને રે'વું,
લડવા લાયક કાંઇ કે'ણ ન કે'વું;
સે'વું કોઈ બોલે જેવું તેવું હો દીકરી. સાસરે૦ ૮

ગંભીર થઇને ગુણવાળી ગણાજે,
લડાઈ ટંટાથી વા'લી વેગળા થાજે;
સદ્દગુણ શાંતીથી શાણી થાજે હો દીકરી. સાસરે૦ ૯
પતીથી પ્યારૂં કાંઈ ગણીશમાં ક્યારે,
કરજે નરત કામ મુખ જે ઉચ્ચારે;
હુકમમાં રે'વું હાજર તારે હો દીકરી. સાસરે૦ ૧૦
વઢવાડ કરવી નહીં વા'લી ક્રોધ વારે,
ઉચ્ચાર કરીશ માં સામો લગારે;
ક્રોધ કરજો કંથ ક્યારે હો દીકરી. સાસરે૦ ૧૧
સ્વામી વૃત્તીને રોજ અનુકુળ રે'વું,
પૂજ્ય ગણીને વચન હલકું ન કે'વું;
નાખુશીનું ન કારણ દેવું હો દીકરી. સાસરે૦ ૧૨
સંસાર સમુદ્રમાં નાવીક એ છે,
એ'ની તારાથી એને બોજ વધુ છે;
તેની મદદગાર તું છે હો દીકરી. સાસરે૦ ૧૩
અમે અત્યાર સુધી તુજને પાળી,
પરણાવ્યા પછી છે સાસરીયે વળાવી;
ભરતાર તારાને ભળાવી હો દીકરી. સાસરે૦ ૧૪
તેને દુઃખે રે ડાહી તારે રીબાવું,
એની ઈચ્છાને આધીન આખો ભવ થાવું;
સારૂં સૃષ્ટીમાં તેનું ચાવું હો દીકરી. સાસરે૦ ૧૫
સ્વામીની સાગે શાણી કજીઆ ન કરવો,
બોલ કઢાપી આટો મુખ ન ઉચ્ચરવો;

સાગર સંસાર સાથે તરવો હો દીકરી. સાસરે૦
કુછીઓ ન કરવો એ'ની કંથની જોડે,
આભૂષણો ન માગો અવરની હોડે;
અઘટીત લાલચ સ્નેહ તોડે હો દીકરી. સાસરે
અવરનું સારૂ જોઈ ઘરમાં ન લઢવું,
કુછીચાળી થઇને એ'ની ક્રોધે ન ચઢવું;
કંથને કે'વું નહીં કડવું હો દીકરી. સાસરે૦
પાડોશી સાથે પ્રીતિ રાખવી સારી,
શીયળ શણગાર શાણી શરીરે ધારી;
એ રીતે કીર્તિ વધે તારી હો દીકરી. સાસરે૦
શીખ વચન શાણી અમારૂં એવું,
રીઝે રાજેંદ્ર એ'ની એ રીતે રે'વું;
લલ્લુ લાયક પદ લેવું હો દીકરી. સાસરે૦ ૨૦

---

સી ગતિ થાશે અમારી દિનાનાથ, શી ગતિ થાશે અમારી. ટેક. ઈંદ્રીની કાજે હું ગણું ધાયો, કરમ કીધાં બહુ ભારી. દિનાનાથ૦ ૧ બે વાતે મારૂં મન લલચાયું, એક કંચન બીજી નારી. દિનાનાથ૦ ૨ દેશ દેશાંતર ભમી આવ્યો, નાઠાની નથી બારી. દિનાનાથ૦ ૩ હું કરતાં ગયો જનમારો, ભક્તિ ન જાણી તુમારી. દિનાનાથ ૪ ભવસાગરમાં તારો દાસ બૂડે છે, શ્રી પાર્શ્વનાથ લે તાર દિનાનાથ શી ગતિ થાશે અમારી. ૫

# જૈન પુસ્તકો.

| | | | |
|---|---|---|---|
| માનતુંગ રાજા નોવેલ / માનવતી રાણી | ૦—૮—૦ | દેવસી રાઈ અર્થ સાથે | ૦ |
| | | સામાયક સુત્ર | |
| શ્રીપાળ નોવેલ | ૦—૮—૦ | હરીબળ મચ્છી | ૦ |
| શ્રીપાળ રાજાનો રાસ અર્થ | | ચંદરાજાનો રાસ | |
| સાથે ચીત્રો સહીત | ૨—૦—૦ | અર્થ સાથે | ૨ |
| જૈન સઝાય માળા. | | સ્તવનાવળી ત્રણ ભાગ | ૦ |
| ભાગ ૧ લો | ૧—૦—૦ | સુધારસ સ્તવન સંગ્રહ | ૦—૦ |
| ભાગ ૨ જો | ૧—૦—૦ | લગ્નમાં ગાવાનાં ગીતો | ૦૨—૦ |
| ભાગ ૩ જો | ૧—૦—૦ | પંચ પ્રતીક્રમણ સુત્ર | |
| ભાગ ૪ થો | ૧—૦—૦ | અર્થ સહીત | ૧—૦ |
| દેવસી રાઇપતી ક્રમણ | ૦—૪—૦ | પૂજા સંગ્રહ ભાગ ચાર | ૧—૦ |

એ સીવાય તમામ જાતનાં પુસ્તકો અમા[illegible] મળે છે. અલાયદુ લીષ્ટ મંગાવી માહેતગાર થ[illegible]

પીક્ચરલ પોસ્ટ કાર્ડ જંગલોના, દેશી સીન[illegible] હરેક જાતના ચીત્રવાળાં કાર્ડ મોટા જથ્થામાં વે[illegible]વામાં આવે છે.

મુ. અમદાવાદ.
ઠે. રીચીરોડ.

વેચનાર.
**જેશીંગભાઇ મોતીલાલ**
શાહની કુંપની.